# પ્રસ્તાવના

પુષ્ટિમાર્ગીઓએ તેમના ઘરગતુ ગ્રંથોમાં શિવને, શંકરાચાર્યને અને શિવભક્તાદિકને જે અવાચ્ય શબ્દોથી નિંદ્યા છે તે ખરેખર અસહ્ય વચનો છે, એવાં વચનો લખનારાઓને પ્રત્યુત્તરમાં એના જેવા હલકા શબ્દો ન વાપરતાં તેમનાં મંતવ્યોની અશાસ્ત્રીયતા અને કપોલ કલ્પિતપણું દર્શાવવાનો આ અલ્પ પ્રયાસ છે. ખરૂં કહું તો તેમના કરેલા નિંદ્ય અસહ્ય આક્ષેપોના પ્રત્યુત્તર રૂપે આ પુસ્તક છે. અણુભાષ્ય વિગેરેમા વેદાન્ત વિવેચનને પડતું મૂકી શ્રી શંકરાચાર્ય ભગવાનને તથા તેના અનુયાયીઓને "અસુર" "પાખંડી" વગેરે શબ્દોથી ભાંડવામાં જેઓ ધૃષ્ટતા કરે છે તેઓને ઉત્તર દેવાનું કાર્ય પંડિતોનું છે તે છતાં મારાથી બનતો ઉપદેશ અને પુસ્તકાદિદ્વારા સનાતનધર્મની સેવા યતકિંચિત્ હું કરી રહી છું તેમાં કોઇ દ્વેષ બુદ્ધિ માની ન લેય, આ તો કેવલ **यक्षानुरूपोबलिः** છે.

અણુભાષ્યના અ. ૨ । ૨ । ૨૬ ના સૂત્રભાષ્યમાં **दैत्यव्यामोहनार्थं प्रवृत्तस्य भगवतो बुद्धस्याज्ञया "त्वं च रुद्र महाबाहो मोह शास्त्राणि कारय।"** ઇત્યાદિ લખેલ છે. આ મહાદેવને મોહશાસ્ત્ર રચવાની બુદ્ધે આજ્ઞા કરી એ ઇતિહાસ વલ્લભાચાર્યે કયા પુરાણમાંથી શોધી કાઢયો? અને **"जातिभ्रंशं सन्यासपाखंडं प्रसार्य"** આ જે લખ્યું છે તે તો પોતાના પિતાનું તથા પોતાનું જ ચરિત્ર ગાયું જણાય છે.

ભાગવતમાં **आश्रमाणामहं तुर्यो वर्णानां प्रथमोऽनघ !** ।

સ્કંધ ૧૧ । ૧૬ । ૧૯ ।

તથા **न्यासः शोपेपि संस्थितः** । સ્કંધ ૧૧ । ૧૭ । ૧૪ ॥

આમા આમ ભગવાને સ્વમુખે સન્યાસાશ્રમને સ્વસ્વરૂપ કહીને મસ્તકસ્થાને વર્ણવેલ છે, એ વાક્યનો અપલાપ કરનારને તો ભગવ-દ્રોહીનો ઈલ્કાબ આપી શકાય, બાકી પોતે સંન્યાસ લઇને આરૂઢ પતિત થઇ સંન્યાસને નિંદે એતો એમના મોઢામા સભવે તેવુ છે

**व्यासोऽपि कलह कृत्वा शंकरं शप्त्वा तूष्णीमास** આ કયાનું વિવરણ છે? તેનો કયાય પત્તો ન મળે? બાકી ખરૂં કહું તો વ્યાસે તો શાસ્ત્રાર્થ કરી શકરાચાર્યને વર આપેલ છે, તે લક્ષ્યમા લેવુ જરૂરી છે. "**त्वं च रुद्र**" ઇત્યાદિ વચનો શેષ-શાયી વિષ્ણુએ કહ્યા કે બુદ્ધે કહ્યા? શેષશાયીનો અથવા બુદ્ધનો મહાદેવ સાથે આ પ્રસગ કયે સ્થળે અને કયા યુગમા થયો? વિષ્ણુ અથવા બુદ્ધ ચાલીને કૈલાસે ગયા હતા કે મહાદેવને ક્યાય તેડાવ્યા હતા? મહાદેવ એવી કઈ ભીડમા આવ્યા હતા કે આવુ ખટપટનું નમાલુ કામ કરવા તત્પર થયા? તેમ લોકોનો મોક્ષ થઈ જાય તો ભગવાનને કઈ આફત આવી પડતી હતી? કે તેણે મહાદેવ પાસે આવુ કામ કરાવા યાચના-આજીજી રૂપે માગવા જવાની જરૂર પડી! **अतोऽग्निना मया सर्वतः तदुद्धारार्थं श्रुतिसूत्राणि योजयता सर्वो मोहो निराकृत ।** આમ પોતે પોતાને અગ્નિ કહી પોતાને મોઢે પોતાનો મહિમા ગાવાની ધૃષ્ટતા કરતા તો **इन्द्रोऽपि लघुतां याति।** ભાગવતમા "**त्रिपुरघ्नो धनुष्मताम्**" ૧૧।૧૭૧૬ મા વિષ્ણુએ મહાદેવના ધનુષ્યમા બાણસ્થાને રહી કરેલા અનુભવની આપવીતીનો પરિચય આ વાક્યમા આપ્યો છે એવા ભાગવત વચનોનો અપલાપ કરી જ્યા ત્યા શિવદ્રોહનું પાતક વ્હોરે છે.

અણુભાષ્ય (૨।૧।૧૪)ના **अन्त. प्रविष्टचौरवधार्थमेवैष आरभ ।** ઘરગતુ વાક્યમા અન્દર પેઠ્યા (માયાવાદી) ચોરને વધ કરવા માટે આ આરભ છે આવા શબ્દો દૈવમુખમા શોભે કે આસુર મુખમા એનો ઉત્તર તટસ્થ વાચક સ્વત મેળવી લેશે

આવીજ રીતના અનેક આક્ષેપો વિદ્‌ન્મંડનમાં શ્રીગુંસાંઇજીએ કર્યો છે.

"અવતાર વાદાવલિ" ગ્રંથમાં તો દશદિગન્ત વિજયી કહેવાતા પુરુષોત્તમજીએ પ્રથમ ઉમાને નારાયણની પુત્રી લખી તેજ નારાયણે તે ઉમાપુત્રીનો ભોગ કરી રુદ્રને આપ્યાનું લખી પોતાના ઉપાસ્ય નારાયણને પુત્રીગામી ઠરાવ્યાનું પણ શિવદ્રોહના આવેશમાં તેને ભાન રહેલું નથી. આતો બીજાને પ્રહસ્ત (તમાચો) મારવા જતાં પોતાનાજ ગાલપર તમાચો પડે છે. આવા અસંખ્ય આક્ષેપોના દલિલ પૂર્વકના ઉત્તરો "શુદ્ધાદ્વૈત દંભોદ્દઘાટન યાને પુષ્ટિપંથ પાખંડ પ્રકાશ" આદિ પૂર્વાપર અનેક ગ્રંથોમાં અપાયા છે અને "ગુજરાતી" "મુંબઈ સમાચાર" આદિ સમાચાર પત્રોમાં લેખો દ્વારા શાસ્ત્રી રેવાશંકર મેઘજી વગેરે અનેક વિદ્વાનોએ આપ્યા છે અને મ્હારાથી બનતા મેં પણ આવા અક્ષમ્ય આક્ષેપોના ઉત્તરો મ્હારા અનેક પુસ્તકોમાં આપ્યા છે. પુષ્ટિમાર્ગ સ્થપાણો ત્યારથી તેના પર જે જે આક્ષેપો થતા આવ્યા છે તેના સાક્ષી રૂપે આજે પણ "પાખંડ ધર્મ-ખંડન" થી આરંભી "પુષ્ટિમાર્ગ અથવા મહારાજોનો પંથ" સુધીના ઘણા પુસ્તકો છે, અને છુટા છવાયા પેપરોમાં છપાયેલા લેખોની તો ગણત્રીજ નથી. મોટું પ્રમાણભૂત પુસ્તક "મહારાજા લાયબલકેસ" તો જગજાહેર છે. આ "ભારતમતદર્શન" ૧-૨ ભાગમાં પુષ્ટિમાર્ગ, શ્રૌતસ્માર્ત સનાતનધર્મથી તદ્દન જુદો છે એમ મ્હેંપ્રાયઃ તે પુષ્ટિમાર્ગના પુસ્તકો અને પુષ્ટિમાર્ગિય વિદ્વાનોના અનેક લેખોથી યથાશક્ય લખ્યું છે, તેમ બીજાના પુસ્તકોમાં પણ કેટલુંક જે મળી આવેલું તે સામસામું લખ્યું છે, તેમાં ક્વચિત્ પુનરુક્તિ વગેરે દોષભૂલ જણાય તો પંડિતો તેને સુધારીને વાંચશે. "પુષ્ટિમાર્ગિય વચનામૃતાવલિ"માંનું લખાણ તો પ્રાયઃ પુષ્ટિમાર્ગમાંજ માન્ય ગણાતાં "શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ" "પુષ્ટિપીયૂષ" "વૈષ્ણવ ધર્મ પતાકા" આદિ માસિકો "વલ્લભ-દિગ્વિજય" આદિ પુસ્તકો અને "મુંબઈ સમાચાર" વગેરે પત્રો-

માંના લેખોના ફક્ત ટૂંકા ઉતારા છે, તેમાંનો મોટો ભાગ તો પુષ્ટિમાર્ગના મર્મજ્ઞ ગોલોકવાસી મગનલાલશાસ્ત્રી અને રા. શ્રીયુત ધિરજલાલભાઈ ઇત્યાદિ જેવા મહાન્ વિદ્વાનોનાજ સપ્રમાણ વચનોમાંજ ટાંકયો છે, તેઓએ તેમાં ખરેખરૂં પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજાવ્યું છે, રા. પ્રો. જેઠાલાલ ગો. શાહના શબ્દોમાં લખું તો–"રા. ધીરજલાલ ભાઇનું સ્થાન સંપ્રદાયના વિદ્વાનોમા પ્રો. મગનલાલ શાસ્ત્રીજી પછી અદ્વિતીય છે, વર્ણાશ્રમધર્મ પરત્વે શ્રીમદ્ વલ્લભાધીશનો શો સિદ્ધાન્ત છે, તે તેમણે વિના સંકોચે અને નિર્ભયતાથી પ્રસિદ્ધ કર્યો છે."

યદિ આમાનો કેટલોક ભાગ "વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ"મા કાર્યકર્ત્તા કેટલાક ગોસ્વામી મહારાજોને અરુચિકર અને શાસ્ત્ર વિરુદ્ધ જણાય તો તેઓ તેનું ખંડન કરી કરાવી શકે છે. ટૂંકમા કહું તો પુષ્ટિમાર્ગ, રામાનુજ, રામાનન્દાદિ વૈષ્ણવોમાં વર્ણાશ્રમાદિ શ્રૌતસ્માર્ત ધર્મને સ્થાન નથી ઇત્યાદિ બતાવવા પુરતોજ આ પ્રયાસ છે. શ્રીગુંસાઇજીનો **निकुञ्ज विलास** રાધાકૃષ્ણના શૃંગાર રસજ્ઞ ભક્તોને આનંદ આપે તેવો હોવાથી ઉમેર્યો છે.

નિવેદક,
સનાતન ધર્મગુરુ બ્રહ્મર્ષિ મહારાજ.





# निवेदन.

सुविदितमेव सर्व्वेषां साधूनामार्य्यावर्तवर्तिनाममत्सरिणां यत्साम्प्रतं भारतेऽस्मदीये मिथो विद्वेषं जनयन्त ऐक्यमामूलमुन्मूलयन्तः, श्रद्धामुत्पाटयन्तश्च श्रौतस्मार्तसंगतमार्गमर्य्यादां विदारयन्तः पाखण्डपदवीमवगाहमानानां केषांचिद्युक्तिच्छद्मसमुच्छलिता वाटा इव मुग्ध जनतामापूरयन्तः प्रलोभनेन परम्परयाऽकर्षयन्तः स्वयमपि स्वकीयं रूपं खण्डयन्तश्चित्रवाणीवेष भाषाविशेषिता आगमसुरभिं दूरतो वर्जयन्तोऽपि तदभिख्यामप्रमाणादिनी चोच्चैर्घोषयन्तोऽसुसंतर्पणा आडम्बरं प्रकटयन्तो बहवो धर्म्माभासा धर्म्माः प्रचारं लभमाना दरी दृश्यन्त इति—

अर्थः—इस आर्यावर्त पवित्र भूमि के रहने वाले सबकी भलाइ चाहने वाले सब सज्जनोंको विदित हो है कि वर्तमान कालमें इस हमारी भारत भूमिमें आपसका वैर बढाते एकताकी जड उखाडते, श्रद्धाका सत्यानाश करते, श्रौतस्मार्त निरूपित मार्ग मर्य्यादाको विदीर्ण करते किसी पाखण्डियोंकी माया कपट से उभडे हुये मन्दमति जनोंको बहु रूपियोंके सदृश प्रलोभन देते हुए अपनी शिष्य परम्परासे आकर्षित करते हैं और आपही आप अपने पूर्व स्वरूपका खण्डन कर रहे हैं! विचित्र वाग्जाल, स्वरूप

रचना भाषासे विशेष प्रतीत होते हैं। सत शास्त्रीय गन्ध को दूरही हटाते हुये आत्म कथित प्रमाणोंको उच्चस्वरसे घोषणा करते हैं और अपनी तृप्तिके अर्थ आडम्बर प्रकट करते हैं ऐसे (धर्माभास) धर्मकी तरह माने जाते हुये बहुत धर्म फैले देखे जाते हैं!

प्रस्तावमिममेव पुरस्कृत्य श्रीमतां करकञ्जसम्पुटेऽत्र भवतामयमुल्लेखः प्रमुच्यतेऽवश्यं प्रवीणा विद्वद्धुरीणा अमितभारतीयहितसंवलितं मितं तथ्यं च वचो जातं विना पक्षपातं चेदं स्वीकरिष्यन्ते तत्र न मनागपि संदेहावसरः। सत्य मीमांसकाः सज्जना इत्यलमन्योन्यविकत्थनाऽऽवेशेन।

अर्थः-यही प्रस्ताव लेकर श्रीमन्त आप लोगोंके कर कमलमें यह उल्लेख दिया जाता है आशा है कि अवश्यमेव कुशल विद्वज्जन इस समस्त भारतके कल्याणकारी थोड़े, और सत्य वचनको विना पक्षपात स्वीकार करेंगे। क्योंकि सज्जन लोग सत्य विचार पर सुदृढ होते हैं तो पुन ऐसीवैसी बहुत बात कहनेसे क्या है।

न वयं धर्म्माणां संस्थापका विमर्दका वा नूतनमत्नानां यत्सुधापरिश्रममुदरशूलमिवोत्पादयेम, परञ्च स्वतो वाऽन्यतो यद्दग्गोचरीभूतमृतं वस्तु तन्न केवलं ह्यस्मदीयं किन्तु सर्वैरपि विज्ञेयं तथा च सर्व्वेषामस्मत्सुहृदामिदमित्थमिति बोधनीयं किलेति विचार्य नीतिसम्भृतं मतं संरस्यते जनतासेवायाम्। यथारुचि स्वीकरणीयम्।

अर्थः-हमलोग धर्म संस्थापक तथा नाशक भी नहीं

है जो नवीन विचारवालोंको उदर पीडाके सदृश व्यर्थ परिश्रम पहुंचावे, वरन ऐसे है कि जो अपने या दूसरेके द्वारा नेत्र गोचर सत्य वस्तु हुई है वह हमीं भर न जानें किन्तु सबको जानना चाहिये। इससे अपने सब मित्रोंको यथार्थमें वह ऐसाही है यह निश्चय बोध करादेनेके विचारसे जनताकी सेवामें नीतियुक्त मत स्थापन किया जाता है। सो यथा रुचि स्वीकार करना योग्य है।

समधिगतं मनसिकृतं यदि प्रकाशितं स्यादुपकारो भवेन्मतामतविरहितानां समचित्तानां स्वसनातनवैदिकधर्म परिपालकानां विदुषामित्यालोच्य तथाकृतम्। दृष्ट्वा च ज्ञास्यन्ति सर्वेऽपि वस्तुस्वरूपमेतावता वयं कृतार्थाः। उपक्रमेऽस्मिन्यैर्यैर्महोदयैःसहायःप्रदत्तस्तेषां मंगलमाशास्महे।

अर्थः-मनमें सुनिश्चय आया कि यदि यह प्रकाशित होजाय तो जो लोग मत मतान्तरसे रहित तथा सम चित्त हैं और अपने सनातन वैदिक धर्मके प्रतिपालक व विद्वान हैं उनका बड़ा उपकार होगा यह विचार कर वैसाही किया। यह देखकर सबकोई यथार्थ बात जान जावेंगे मैं इसी से कृतार्थ होऊंगा। इस उपक्रममें जिन २ महोदयोंने सहायता की है मैं उन्हें मंगलानुशासन करता हूं।

उद्देश्य केवल इतनाही है कि हमारे भारतवासी भ्रातृगण इस विषयके अभिज्ञ हो जावें कि हमारा परम्परागत पितृपैतामहाचरित धर्म कौन है और किस मार्गका आश्रय लेना कल्याणकारी होगा। भिन्न भिन्न सम्प्रदायोंमें जो केवल व्यर्थ स्वयं पण्डितंमन्यताके भावसे दुराग्रहद्वारा अन्य

मतको न्यून या तिरस्करणीयकी चेष्टा की जाति है यह दूर हो। भारतका सनातन धर्म किसी मत को विद्वेष दृष्टिसे नहीं देखता है। और यही अनुशासनकरता है कि प्राचीन वेदमार्ग प्रवर्तकोंके निर्दिष्ट मार्गसे ही चलना धर्माचरण तथा हितकारी है। यही उनसे निवेदन और आशा है। बस इसीमें मैं अपनेको कृतार्थ मानूंगा।

सनातन धर्मगुरु
श्री हरेराम ब्रह्मर्षि महाराज
नं. २१६९, ऋषिआश्रम, पंडितजीनी पोळ.
सारंगपुर, अमदावाद



# यज्ञोपवीतनो कोने अधिकार?

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યમાં, વ્રાત્યોને, યજ્ઞોપવીતનો અધિકાર છે!!!

## મુકામ કાશી—બનારસ સીટી

### શ્રીમાન ધર્મધુરંધર મહામહોપાધ્યાયઃ

## રાજારામ શાસ્ત્રીની ચેલેંજ!!!

દ્વિજમાત્રને-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને, ત્રણ પેઢીથી પણ વધારે પેઢીઓથી ગણાતા વ્રાત્યોને વૈદિક સંસ્કારથી યજ્ઞોપવીત દિક્ષા આપી શકાય છે. અમો તરફથી સુપ્રસિદ્ધ થયેલો મહામહોપાધ્યાય રામમિશ્ર પંડિતનો "વ્રાત્ય સંસ્કાર મીમાંસા" અને "વ્રાત્ય શુદ્ધિ સંગ્રહ" સંસ્કૃત ગ્રન્થ વાંચી લ્યો.!

પો. મુ૦ વીરમગામ પુરૂષોત્તમ પારેખને ત્યાંથી પ્રસિદ્ધ થયેલોઃ

"કૂર્મિક્ષત્રિય ઇતિહાસ" વાંચો!!

સંવત ૧૯૮૪ અષાડ માસ મુંબઇ, ગુલાલવાડી, રાઘવાનંદસ્વામી મઠથી પ્રસિદ્ધ થયેલી પત્રિકા વાંચો!

**ગુજરાતની દ્વિજજનતાને વૈદિક સંસ્કારની ઘોષણા!!!**

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः (मनु०)

શ્રીમાન્ પંડિતરત્ન ગોપાળ શાસ્ત્રી ત્રિપાઠીજી!

(ધર્મશાસ્ત્રી, ષડ્દર્શન કેસરી, ન્યાયતીર્થ, સાહિત્યાચાર્ય, કાશી-પંડિત સભાના પ્રધાન મંત્રી, મહામહાધ્યાપક.)

મુ૦ દર્શન વિદ્યાલય, લક્ષ્મીકુંડ-કાશી

ગુજરાતના ક્ષત્રિય, વૈશ્યો, દ્વિજ કોટિમાન્ય છતાં અનેક અવૈદિક તાંત્રિક ક્રિયાઓના ફંદામાં ફસાયલા હોવાથી અજ્ઞાન વશ થઇ પોતાના પૂર્વજ પરંપરાગત શ્રૌતસ્માર્ત (વૈદિક) સંસ્કારોથી રહિત (ભ્રષ્ટ) જોઈ તેમના હિતને માટે તેઓશ્રી આ ઘોષણાપત્રથી સર્વને જણાવે છે કે ગુજરાતના જેઓ પરંપરાગત સર્વમાન્ય ક્ષત્રિય અને વૈશ્યો છે, તેઓ ભલે ત્રણ પેઢીથી પણ વધારે પેઢીઓથી વ્રાત્ય કહેવાતા હોય તોપણ તેમને શાસ્ત્રાનુકૂલ યથાવિધિ પ્રાયશ્ચિત્ત વિધિ છે. તે પ્રમાણે ઉપનયન સંસ્કાર કરાવી ગાયત્રીમંત્ર દીક્ષા લે. એથી અધિક કોઇપણ મંત્ર દીક્ષા દ્વિજમાત્રને નથી. જરૂર એ વિષે જેઓને પૂછવું હોય તેઓએ ઉપર્યુક્ત સ્થલે મલવું કે પત્ર લખવો.

---

## બ્રહ્મર્ષિ તત્વદર્શન

૧ ચારે વેદ અને સર્વ શાસ્ત્ર ભણીને પણ બ્રહ્મસ્વરૂપ ન જાણે તે કડછી જેવા નકામા છે.

૨ નાનાં મોટાં શાસ્ત્રોમાંથી હંસ અને ભ્રમર પેઠે ચતુર પુરૂષો સારનેજ શોધો અને સેવો.

૩ ચિત્ત શુદ્ધિ માટે વેદોક્ત કર્મ કરો.

૪ બ્રહ્મદર્શન માટે બ્રહ્મવિદ્યાનું શ્રવણ, મનન, નિદિધ્યાસન ધરો.

૫ આત્માના અનુસન્ધાનનેજ વેદાન્તમાં ભક્તિ કહેલી છે.

૬ અદ્વૈત વેદાન્તના વિચારથી આત્મજ્ઞાન સધાય છે.

૭ વેદોક્ત કર્મકરવા થકી શીઘ્ર સિદ્ધિ થાય છે.

---

# अभिप्रायो.

"विद्याभास्करः" "विद्याभूषणम्," "धर्मशास्त्ररत्नं, व्याकरण-
शास्त्री श्री मणिशङ्कर वसन्तराम उपाध्यायः
स्नातकः श्री ऋषिकुल ब्रह्मचर्याश्रम विश्वविद्यापीठस्य,
हरिद्वारस्थस्य वडोदरा राजधानीतः.

लाडवाडा, काटवालानी खडकी,
वडोदरा ता. १६-१०-३७

सनातन धर्मगुरु श्रीमत् हरेराम ब्रह्मर्षि वर्या !

नमस्कारपुरःसर निवेदयामि यद् भवत्प्रणीतानि परमतमूलोन्मूलनपराणि श्रयोसिद्धान्त स्थापन पराणि च नाना दर्शनानि, नीतिधर्मोपबृंहितानि नाना रहस्यानि, पाषण्ड प्रचुर सम्प्रदाय दव दहनोपमानि नाना ग्रन्थान्तराणि च मुद्रितान्यमुद्रितानि च लोचन गोचराणि विधाय नूनमस्मि नितरामानन्दथुमन्वभूवम् ।

कलिरेष किल महान् करालः कालः तत्र वेदाचारविदो विपश्चितः प्रायेण वाणीविलासविषयतामेवापन्नाः हन्त तत्र कालेऽपि भवन्त एव खलु धन्या ये वेदाचारपरम्परां पुनरुज्जीवयितुमिव प्रयतमानाः संलक्ष्यन्ते.

भारतीय पतनकारणीभूतजडजीवभेदवादमद्वितीय-सद्ब्रह्मवादेन सततमसत्कुर्वतश्रयीसम्मतस्य शाङ्कर-सिद्धान्तस्य हिन्दी-गुर्जर्यादिविविधभाषासु भाषान्तराणि विधाय भारतीयजनताया भृशमुपकृतिमातन्वतः श्रीमन्त इत्यत्र केवलममर्षिणामेव भवेद्वैमत्यं, नापरेषां विवेकिनाम् ।

भगवान् भूतभावनः परमो ह्यात्मा भवदीयप्रयास-परम्परां सफलयन् निःश्रेयसाभ्युदयौ भवतां साधयतामिति प्रार्थनया विरमामि ।

From,

**Ramprasad Shivshankar Vyas. Esq.**
Resident First Class Magistrate,
Kalyan, District Thana.
**Ahmedabad,** 5-5-37.

To,

The most Venerable Sanatan Dharma Guru Shree Hareram Brahma Rushi Maharaj.

I have read the following books written by you:—

1. Gnyan Ganga Darshan.
2. Dwij-Karma Darshan.
3. Shanker Vedant Darshan.
4. Bharat Mat Darshan.
5. Pakhand Dharma Mat Darshan.
6. Taptmudra Pakhand Darshan.
7. Stri Purush Dharma Darshan.

These books shall be very useful to people of all our castes and throws new light on the present state of society. Every person who takes interest in the Sanatan Dharma must read these books.

---

From,

**Ramchandra Mahadev Bhise, Esq.**

B. A., LL. B.

District Judge, AHMEDABAD.

---

*Brahmarshi Hare Ram Sharma of Sarangpur*, Ahmedabad was good enough to put into my hands some of his books on Hindu philosophy. I am sorry owing to the strenuous nature of my official duties, I was unable to go through them fully, but such parts of them as I was able to go through, impressed me with his deep learning, forceful and simple style and the manner in which he arranges his subjects. In these days of religious decadence an effort in this direction is welcome both for the revival of the ancient philosophy which has no parallel elsewhere, and for keeping the individuals to a straight moral path. I wish the Bramarshi every success in his venture.

NADIAD,
22nd July 1937.

R. M. BHISE.

---

24 MAHARASHTRA SOCIETY,
Ellis Bridge,
*Ahmedabad, 4th August 1931*

I have read with pleasure the serious religious books written by Brahmarshi Hare Ram of Ahmedabad. The books are written in a homely and vigorous style and testify to the great scholarship of the auther in religions matters.

I am confident that these books will be read by all lovers of Hindu religion with advantage.

R. B. ATHAVLE.
Professor of Sanskrit
**S. L. D. College,**
*AHMEDABAD.*

---

વૈદિક સનાતન-બ્રાહ્મણ ધર્મ પુસ્તકાલય અને વેદશાળાના મંત્રી,

**વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી, વીરમગામથી લખે છે-**

પરંસમ્માનનીય શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજની પવિત્ર સેવામાં,
અમદાવાદ.

"આપે સનાતન ધર્મની સેવાઓમા જિન્દગી અર્પણ કરેલી છે. આપના ઋષિઆશ્રમમાં શિષ્ટાચાર પૂર્વક બ્રહ્મચારીઓનું પાલન પોષણ થાય છે.

આપ સનાતન ધર્મ પ્રચારક બ્રહ્મર્ષિ ગ્રન્થમાળા પ્રસિદ્ધ કરી અનેક સંસ્થાઓને છાત્રોને દાન પ્રદાન કરો છો. જેથી આપનો પૂર્ણ આભાર માનવામાં આવે છે.

તા. ૩-૮-૧૯૩૭.

રા. રા. શ્રીમાન રામપ્રસાદ શિવશંકર વ્યાસ

રેસીડન્ટ ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ,

કલ્યાણ—જીલ્લે થાણા.

મુ૦ અમદાવાદ, ખાડીઆ, તા. ૫-૫-૩૭.

પૂજ્યશ્રી સનાતન ધર્મગુરૂ,

શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ.

આપશ્રીના બનાવેલા નીચેના પુસ્તકો વાચ્યા છેઃ—

૧ જ્ઞાનગંગા દર્શન. ૨ બ્રહ્મ (દ્વિજ) કર્મ દર્શન. ૩ શાંકર વેદાન્ત દર્શન. ૪ ભારતમત દર્શન (ભા. ૧-૨). ૫ પાખણ્ડ ધર્મ-મત ખંડન. ૬ તપ્તમુદ્રા પાખંડ દર્શન-સત્ય ધર્મ દર્શન. ૭ સ્ત્રી-પુરૂષ ધર્મ દર્શન વિગેરે.

આ પુસ્તકો ચાતુર્વર્ણ્ય પ્રજાને ઘણા ઉપયોગી થઇ પડે એવા છે અને હાલના સમાજ ઉપર નવો પ્રકાશ પાડે છે.

દરેક સનાતન ધર્મપ્રેમી સજ્જને આ પુસ્તકો અવશ્ય વાચવા જોઇએ.

---

અમદાવાદના ડીસ્ટ્રીક્ટ જજ્જ સાહેબ

શ્રીમાન રામચંદ્ર મહાદેવ ભીસે

બી. એ, એલએલ. બી નો અભિપ્રાય

અમદાવાદ સારંગપુર નિવાસી બ્રહ્મર્ષિ હરેરામ શર્માએ સુજનતાથી તેમના કેટલાક હિન્દુતત્વજ્ઞાન સબધી પુસ્તકો મારા હાથમા મુક્યા હતા હું દિલગીર છુ કે મારી નોકરીની ફરજોના ઘણા ઘણા બોજાને લઇને હૂ તે પુસ્તકો પુરેપુરા વાચી શક્યો નથી, પરંતુ તે પૈકીના જે જે ભાગો મેં વાચ્યા છે તેથી આગ ઉપર તેમની

ગહન વિદ્વત્તા, જોસદાર અને સાદી વાણી, અને તેમની વિષયને રજુ કરવાની પદ્ધતિથી ઉંચી છાપ પડી છે ધર્મની પડતીના આ દિવસોમા આ દિશામા થયેલો પ્રયત્ન આપણા અનુપમ પ્રાચિન તત્વજ્ઞાનને જીવંત બનાવવા, અને મનુષ્યોને સિધા નિતિના રસ્તે રાખવા માટે આવકાર દાયક છે. હું બ્રહ્મર્ષિને તેમના આ પ્રયત્નમા પુરેપુરી સફળતા મળે તેમ ઇચ્છું છુ.

નડીઆદ.
૨૨ મી જુલાઇ ૧૯૩૭ } (સહી) આર. એમ. ભીસે.

---

૨૪, મહારાષ્ટ્ર સોસાઈટી,
એલિસબ્રીજ, અમદાવાદ.
૪ થી ઑગસ્ટ ૧૯૩૭.

અમદાવાદ નિવાસિ બ્રહ્મર્ષિ દયેરામ લિખિત ધાર્મિક પુસ્તકોની માળા વાચી મને ઘણોજ આનદ થયો છે. તે પુસ્તકો ઘરગથ્થુ છતા જોસદાર વાણીમા લખાયા છે, અને તે ધાર્મિક બાબતોમા લેખકની ગહન વિદ્વત્તા દર્શાવે છે.

મને વિશ્વાસ છે કે હિન્દુધર્મના પ્રેમીઓ આ પુસ્તકો વાચીને ઘણોજ લાભ ઉઠાવી શકશે.

(સહી) આર. બી. આથવલે.
પ્રૉફેસર ઑફ સંસ્કૃત
એસ. એલ. ડી. કૉલેજ, અમદાવાદ.

---

મહોપાધ્યાય, સનાતન ધર્મમાર્તંડ, ધર્મશાસ્ત્ર આચાર્ય, સદ્‌વિદ્યા વાગીશ, તર્કાલંકાર, પ્રભૃતિ –

આર. એમ શાસ્ત્રી.

અધ્યાપક–ડી. એલ સં૦ પાઠશાલા, ગુલાલવાડી ૧૨૫, નં. ૪
મુંબઇ, તા. ૩–૮–૧૯૩૫.

આનંદસ્વરૂપ ઋવિકલ્પ બ્રહ્મર્ષિ, સનાતન ધર્મ મહોપદેશક–
**શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ.**

સાદર વંદનમ્—

આપે સનાતન ધર્મની જે અતિ અદ્‌ભૂત સેવા કરી છે તે ચિર કાલ સ્મરણીય રહેશે. આપનું અયાચિત ઋષિજીવન ખરેજ ધન્યવાદાર્હ છે.

અત્યારે આપ જેવા ધર્મોપદેશકોની ઘણીજ અગત્યતા છે.

"**सत्य धर्म दर्शन**"ના શ્લોકો—

દરેક હિન્દુએ મનન કરવા લાયક છે. ભાષા ગુજરાતી સરળ અને સમજી શકાય તેવી છે આપનું વાચન વિશાળ છે. આપે "**भस्म-रुद्राक्ष शिव दर्शन**"નું વૈદિકત્વ બતાવ્યું છે, અને તેના પ્રમાણોનો પણ સારો સંગ્રહ કર્યો છે. "**तप्तमुद्रा पाखण्ड दर्शन**" સપ્રમાણ લખી પાખંડીઓના ચોકલ કપોલકલ્પિત ગ્રન્થો વેદ વિરુદ્ધ મતના છે એમ આપે દર્શાવી તેમનાજ પુસ્તકોના પ્રમાણો દ્વારા રામાનુજ, અને રામાનંદ મતનું તેમજ પુષ્ટિમાર્ગનું અને બીજા એવાજ અવૈદિક મતોનું સારી રીતે આપે પાખંડિત્વ સિદ્ધ કર્યું છે આપનો આ પ્રયાસ સ્તુત્ય છે

આપ જેવા મહાત્મા પુરુષો આજ વિરલ છે. આપનું યાવત્ જીવન ધર્મમય આદર્શ રૂપ છે આપની સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય સેવા પણ અદ્‌ભૂત છે આપે આખું જીવન આદર્શ રીતે ગાળ્યું છે તેથી મ્હને આપ તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે આપનો જય હો

—धन्यवाद—

"શ્રી મારવાડ પ્રાન્તીય સનાતન ધર્મ પ્રતિનિધિ સભા" પ્રધાન-
કાર્યાલય જોધપુરના મહોપદેશક પંડિત શંકરલાલ ત્રિવેદી!
મુ૦ છાછરો જીલ્લો થરપારકર (સિન્ધ)
તા. ૧૮-૧-૧૯૩૮.

શ્રીમાન્ સનાતન ધર્મગુરુ બ્રહ્મર્ષિ મહારાજ!

આપશ્રીના રચેલા પુસ્તકો "સત્ય સનાતન ધર્મ"ના ઉદ્ધાર માટે સંજીવન બુટી છે અને જંબુક રૂપી વેદ વિરોધી પાખંડી ગોકલીઆ ગોસાઇઓ (પુષ્ટિમાર્ગ-વલ્લભ પંથીઓ)ના માટે કેશરીસિંહ સમાન છે

જેમ કેશરી સિંહની ગર્જનાથી જે દશા જંબુકની થાય છે, તે દશા આપના રચિત પુસ્તકોથી વલ્લભી પંથીઓની થાય છે વર્તમાનમા ભોળી પ્રજા પાખંડી વલ્લભીઓની અને રામાનંદીઓની જાળમા ન ફસાય અને ભ્રષ્ટ ન થાય તે માટે આપના પુરૂષાર્થનો મહિમા અકથનીય છે તે માટે આપને ધન્યવાદ છે

અમે આપશ્રીના રચિત પુસ્તકોનો પ્રચાર અહિં થરપારકર જીલ્લામા બહુ કર્યો છે તેથી અહીંની પ્રજા વૈદિક ધર્મને શરણે આવી રહી છે. ને ગોકલીઆ ગોસાઇઓના પંથને તિલાંજલી આપે છે

હું આ પ્રાન્તમા જ્યા પ્રચાર માટે જઉં છુ ત્યા "મહારાજ લાયબલ કેસ" અને "એગી કેસ વાર ટ લીલા"ની કથા સંભળાવી પ્રજાને સત્ય-સનાતન ધર્મનો માર્ગ બતાવી રહ્યો છુ તેથી પ્રજા પુન પાખંડી વેદ વિરુદ્ધ-વલ્લભીઓ અને રામાનંદીઓ-વગેરેની જાળમા ફસાવાની નથી આજ નામધારી વૈષ્ણવોમા નવ ફરકા છે.

તેમા આપસમા મૈં મૈં તુ તુ છે. બધા વે વિરોધી કલ્પિત છે એ વૈષ્ણવપંથી અધર્મ અને સત્ય સનાતન ધર્મના નાશક છે

ओं तत्सत्



श्री हरेराम महर्षि सनातन धर्मगुरु



# भारतमतदर्शन.

(भाग २)

## " સનાતન ધર્મ વિરૂદ્ધ મહારાજોનો પંથ. "

| સનાતન ધર્મમાં અનુકૂલ | પુષ્ટિમાર્ગમાં પ્રતિકૂળ |
|---|---|
| ૧. વેદ વિધિથી મૂર્તિઓની પ્રતિષ્ઠા થાય છે. | ૧. વેદ વિધિથી પ્રતિષ્ઠા કરતા નથી, અને કરવાની મના કરી છે. |
| ૨. સર્વ દેવો અને સંપૂર્ણ શ્રીકૃષ્ણ પૂજાય છે. | ૨. ફક્ત ૧૧ વર્ષ પર દિવસના જ અનુપનીત કૃષ્ણને સેવે પૂજે છે-પૂજાવે છે. |
| ૩. ભસ્મરૂદ્રાક્ષ ધારણ કરવાનું છે. | ૩. ભસ્મરૂદ્રાક્ષ ધારણ કરનારને અડકી જવાય તો નાહી નાખવાનું લખ્યું છે, ભસ્મને અગ્નિની વિષ્ટા કરીને લખ્યું છે. |
| ૪. શ્રી પરમેશ્વર પ્રીત્યર્થ સંકલ્પથી સંધ્યાદિ વેદોક્ત કર્મો થાય છે. | ૪. શ્રી ગોપીજન વલ્લભ પ્રીત્યર્થ પ્રાતઃ સંધ્યા વિ. કરે છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૫. વૈદિક યજ્ઞો થાય છે. | ૫. અવૈદિક ૫૬ ભોગની વાસી સામગ્રીનો આહૂતિ વિનાનો યજ્ઞ કરે છે જે કોઇ વેદાદિમાં કર્યાનું છે નહિં. |
| ૬. સ્ત્રીઓનો પતિ એકજ પરં પૂજ્યદેવ સાચો કહ્યો છે. અને પરપુરૂષને સ્પર્શ કરવાની પણ મના કરવામાં આવી છે. | ૬. મહારાજો સ્ત્રીઓને સ્વચરણનો સ્પર્શ કરવા દે છે, કરાવે છે. પણ સ્ત્રીઓનો સતી ધર્મ છે અને પતિદેવના ચરણ પૂજનનો બોધ દેતા નથી. |
| ૭. ગુરૂપત્ની માતા તુલ્ય હોવાથી પુરૂષ શિષ્યો તેમનાં દર્શન કરી શકે છે. | ૭. ગુરૂપત્નીઓને ઓઝલમાં રાખે છે. શિષ્યોને તેમનાં દર્શન કરવા દેતા નથી. |
| ૮. વિદ્યાશુચિ, જીતેન્દ્રિય ઈ. ગુણોયુક્ત આચાર્ય ગુરૂપદ પ્રાપ્ત થઈ શકે છે. | ૮. કોઈ મૂર્ખાઓ હોય, નાલાયક હોય તોય આબાલવૃદ્ધ બધાયને જન્મ્યા ત્યારથી ગુરૂ મનાવવામાં આવે છે. "પુસંદગીની જરૂર નથી." |
| ૯. વૈદિક, તાંત્રિક, પૌરાણિક મંત્રોની દીક્ષા વિદ્વાન અધિકારી બ્રાહ્મણ, દ્વિજ આપી શકે છે. કોઈપણ મંત્ર અમુક બ્રાહ્મણે રજીસ્ટર કર્યો નથી. | ૯. બ્રહ્મસંબંધ અને સમર્પણ મંત્રો ફક્ત પોતાના વંશજ મહારાજોજ આપી શકે છે, એટલે રજીસ્ટર કરેલા માને છે. |
| ૧૦. વેદાદિ સચ્છાસ્ત્રોથી પરમાર્થ દ્રષ્ટિએ બ્રહ્મ સત્ય અને વ્યવહારદ્રષ્ટિએ જગત મિથ્યા છે. | ૧૦. જગતને સત્ય માને છે. (કારણ કે તેમ માન્યા વગર દુકાનદારી ચાલી શકે નહિ.) |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૧. સંસાર અને જગત્ એક જ છે એમ બધા આચાર્યો કબૂલે છે. | ૧૧. સંસાર અને જગત્ જુદા છે એમ માને છે. |
| ૧૨. લૌકિક-વૈદિક કર્મો કરવાનું લખ્યું છે. | ૧૨. લૌકિક-વૈદિકની જરૂર નથી. તેના દોષની દરકાર કરવી નહિ. |
| ૧૩. બ્રહ્મચર્ય-ગૃહસ્થાશ્રમ-વાનપ્રસ્થ અને સન્યાસ એ ચાર આશ્રમો ગ્રહણ કરવાનું છે અને કેટલાએક તે મુજબ વર્તે પણ છે. | ૧૩. ફક્ત ગૃહસ્થાશ્રમના જ આગ્રહી છે વાનપ્રસ્થ-સંન્યાસ લેતા નથી. |
| ૧૪. દરેક વૈદિક દેવોને લોકો નમી-પૂજી શકે છે. | ૧૪. બાલકૃષ્ણ સિવાયના બીજા દેવોને નમે તો એને અન્યાશ્રય દોષ લાગે છે. અને અસુર-રાક્ષસ થઇ જવાય છે. |
| ૧૫. મરતી વખતે કોઇની છાતી ઉપર ચર્ણસ્પર્શ કરી ભેટ લેવાનુ કહ્યુ નથી. | ૧૫. કોઈ શીષ્ય મરવા પડે ત્યારે તેની છાતી ઉપર ચર્ણ સ્પર્શ કરી ભેટ લે છે ? |
| ૧૬. કાનટોપી બુંઢી વિગેરે શીવેલા વસ્ત્રો પહેરી સંધ્યાપૂજા કરવા મના કરી છે. | ૧૬. કાનટોપી બંડી વિગેરે શીવેલા કપડા પહેરી ચાર થપ્પી વાળા ગાદી ઉપર બેસી કપટથી સંધ્યા પૂજા કરે છે. |
| ૧૭. શાસ્ત્રમા દ્વિજોને માટે વૈદોક્ત ગાયત્રી મંત્રનેજ ઉત્તમ ગણ્યો છે. તથા શૂદ્રોને માટે વૈદોક્ત નમસ્કારે મંત્ર કહ્યો છે. | ૧૭. દરેક વર્ણને (અવૈદિક) બ્રહ્મસંબધ અને સમર્પણ મંત્ર લેવાનો જ આગ્રહ કર્યો છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૮. વેદાદિ બધાં પ્રાચીન પુસ્તકોને પ્રમાણભૂત માનવામાં આવે છે. | ૧૮. પુરાણોમાં ફક્ત ભાગવત અને ૮૪-૨૫૨ વાર્તા, નિજ-વાર્તા, ઘરૂવાર્તા, નવાખ્યાન વગેરે **બનાવટી ભાષા** ગ્રન્થોને જ વેદતુલ્ય પ્રમાણ ગ્રન્થો માનવામાં આવે છે. |
| ૧૯. કોઈને પણ એઠું-ઉચ્છિષ્ટ આપવાની મનાઈ છે. **नोच्छिष्टं कस्यचिद् दद्यात्.** | ૧૯. શિષ્યોને મહાપ્રસાદના નામે ગુરુનું એઠું ખવરાવવાનો દુરાગ્રહી ચાલ છે. |
| ૨૦. રાંધ્યાં અનાજ વેચવાની મનાઈ છે. વેચે તો દોષ લાગે છે. | ૨૦. રાંધ્યાં અનાજ બજાર ભરીને વેચાય છે તેમાં દોષ જોતા નથી. |
| ૨૧. શ્રદ્ધા શક્તિ પ્રમાણે ભેટ ધરી ગુરુમંત્ર લઈ શકાય છે. | ૨૧. અમુક ભેટ ધરે તો જ બ્રહ્મસંબંધ સમર્પણ મંત્ર આપે છે. |
| ૨૨. કોઈ દેવની નિન્દા કરી નથી. | ૨૨. તેમના સંસ્કૃત અને ભાષા ગ્રન્થોમાં બધા દેવોની નિન્દા કરી છે. |
| ૨૩. હરિહરને એક માન્યા છે. | ૨૩. હરિહરમાં જુદાઈ માને છે. અને શંકરને હલકા ગણી તેનું શિવનામ લેતા નથી અને નમતા નથી. |
| ૨૪. દેવોનાં મંદિરોને દેવાગાર, દેવસ્થાન, દહેરું, દેવાલય | ૨૪. હવેલી, કે મંદિર, કહે છે. હવેલી એટલે પૈસાદારનું |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| કે દેવમંદિર કહેવામાં આવે છે. અને તેમાં શિખર ધ્વજા–પતાકા –ઘંટ વિગેરે હોય છે. | ઘર જ છે. તેમજ તેમાં શિખર ધ્વજા–પતાકા–ઘંટ વિ. રાખતા નથી. |
| ૨૫. હિન્દુ સિવાય કોઇએ આવવું નહિ એવું પાટીયું દેવળની બહાર હોય છે. | ૨૫. વૈષ્ણવ સિવાય અથવા હુકમ સિવાય કોઇએ આવવું નહિ એવું પાટીયું મારે છે. |
| ૨૬. વૈદિક હિન્દુ મંદિરો સ્પૃશ્ય–હિન્દુઓ માટે પબ્લિક છે, અને સાર્વજનિક ઉચ્ચ હિન્દુઓનાં લેખાય છે. | ૨૬. પોતાનાં મંદિરોને પોતાની ખાનગી મિલ્કત લેખાવે છે. |
| ૨૭. હિન્દુ માત્રને હિન્દુ ધર્મશાસ્ત્રના કાયદા માન્ય છે. | ૨૭. હિન્દુ લૉ અમને લાગુ પડતો નથી એમ પ્રીવી કાઉન્સીલમાં કબૂલ્યું છે, અને કોર્ટથી અહિન્દુ ઠર્યા છે! |
| ૨૮. પરસ્ત્રીઓ સાથે રાસ કે હિંચ વિગેરે સ્પર્શ થાય એવી લીલાઓ ભેગા મળીને કરવી એમ કયાંય લખ્યું નથી. | ૨૮. સ્ત્રીપુરૂષોએ ભેગા મળીને હીંચ–રાસલીલાઓ વિ. કરવાની છુટ છે. |
| ૨૯. સ્ત્રીઓને પતિસેવા છોડી કે પરોઢીયે સુતો મૂકીને તેની આજ્ઞા સિવાય કશું કરવાનું લખ્યું નથી. | ૨૯. સ્ત્રીઓને સવારે ૩–૪ થી તે રાતના ૧૦ વાગ્યા સુધી પતિની આજ્ઞા સિવાય કે તેને સુતો મૂકીને જે જે કરવા જવાની છૂટ છે. |

## સનાતન ધર્મમાં

૩૦ એકાદશી એકાદશીને દિવસેજ કરવાનુ છે

૩૧. જન્માષ્ટમી વ્રત કરવાનું વિધાન છે

૩૨ સકટ કે દુખ નિવૃત્તિ માટે ગ્રહપૂજા–ચડીપાઠ–મૃત્યુ જય જપ વિગેરે દેવોના પાઠ મંત્રજપ કરી શાન્તિ કરવા લખ્યુ છે

૩૩ જોડા પહેરીને પાણી ભરવાનું કયાય લખ્યુ નથી

૩૪ લગ્ન પછી વર સ્વતંત્ર કન્યાનો સ્વામી છે

૩૫ વેદ જાણનાર બ્રાહ્મણ કે તેનો પિતાજ ગાયત્રી મત્ર અને જનોઈ આપી શકે છે

૩૬ પુરૂષોએ સ્ત્રીભાવે કે સખીભાવે પ્રભુને ભજવાનું કયાય લખ્યુ નથી

## પુષ્ટિમાર્ગમાં

૩૦ બારસને દિવસે એકાદશી લાધે છે, ને વ્રત કરે છે, છતા એકાદશીવ્રત કર્યું મનાવે છે

૩૧. ગોકુળાષ્ટમી બીજે દિવસે કરે છે

૩૨ બાધા પીડા રોગાદિની શાતિ માટે વલ્લભ, વિઠ્ઠલ કે ગુસાઇ બાળકોના નામની માળા કે સર્વોત્તમ સ્તોત્ર કે તેવાજ તેઓના ૨૯૨૮૨ ગ્રન્થો કે બનાવટી સસ્કૃત ગ્રન્થોના પાઠ કરવાનું લખ્યુ છે

૩૩ અનેક સ્થળે જોડા પહેરીને પાણી ભરી લાવે છે અને તે દેવસેવા અને રસોઇમા વાપરે છે

૩૪ લગ્ન પછી વરને ઘર જમાઇ (ભટડા) રહેવુ પડે છે વર સ્વતત્ર પોતાની પત્નીને કયાય લઇ જઇ શકતો નથી

૩૫ કવચિત્ વિધવા વહુજીઓ પણ મત્ર કે જનોઇ પહેરાવી શકે છે

૩૬ પુરૂષોએ પણ સ્ત્રીભાવે કે સખીભાવે શ્રીકૃષ્ણને ભજવાનો આગ્રહ છે.

## સનાતન ધર્મમાં

૩૭. પુરૂષોએ પણ બાયડી બનીને ભગવાન પાસે રહેવાનું શાસ્ત્રમાં ક્યાંઇ નથી.

૩૮. શ્રી કૃષ્ણને પુરાણાદિ શાસ્ત્રોમાં ગરૂડ ઉપર બેસાડયા છે.

૩૯. કોઇ પણ દોષો માટે પ્રાયશ્ચિત કરવાનું લખ્યું છે.

૪૦. સ્થાપિત શંકર સિવાય બાકી નૈવેદ્ય દરેક દેવનું ખાઇ શકાય છે.

૪૧. એક દેવનું ધરેલું નૈવેદ્ય અને ફુલમાલા વિગેરે બીજા દેવને ધરાય નહિં.

## પુષ્ટિમાર્ગમાં

૩૭. પુરૂષોએ પણ ગોલોકમાં જઇ બાયડી થઇને ભગવાન સાથે અખંડરતિ સુખ ભોગવવું એજ એક પરમ પુરૂષાર્થ કે સિદ્ધિ પ્રાપ્ત કરવાની છે.

૩૮. શ્રીનાથજીની પ્રાકટયતાના પુસ્તકમાં પૃ. ૧૯ માં શ્રીનાથજીને પાડા ઉપર ચડયાનું લખ્યું છે.

૩૯. બ્રહ્મસંબંધ કાનમાં ફુંકાઈ જાય કે સર્વેના દેહ અને જીવોના સર્વ દોષ નાશ પામે અને તે દોષો સહજ-દેશ-કાલ-લૌકિક-વૈદિક, સંયોગથી અને સ્પર્શથી થતા, દોષ न मन्तव्या: कदाचन નહિં ગણકારવાનું લખ્યું છે.

૪૦. બાળકૃષ્ણ સિવાયનો કોઈ પણ દેવનું નૈવેદ્ય શુદ્ધ પુષ્ટિમાર્ગી જીવથી ખવાય નહિં. ખાયે તો અસુર ભાવ અને અન્યાશ્રય આવે.

૪૧. બાળકૃષ્ણને ધરેલું નૈવેદ્ય ફુલમાલા વિગેરે બીજા દેવને ધરી શકે છે.

## સનાતન ધર્મમાં

૪૨. સત્યનારાયણની પૂજા-કથા દરેક લોકો કરે છે, કરી શકાય છે.

૪૩. બધા શાસ્ત્રો અને પુરાણો બધાય અધિકારીજનો વાંચી શકે છે.

૪૪. કોઈ શાસ્ત્રો, પુરાણો કોઈની નિન્દા કરનાર નથી.

૪૫. મરણ પછી ઉત્તરક્રિયા કે શ્રાદ્ધાદિ કરવાની આવશ્યકતા છે.

૪૬. સનાતનીઓ શ્રૌતસ્માર્ત, વૈષ્ણવ કે ભાગવત કહેવરાવે છે.

## પુષ્ટિમાર્ગમાં

૪૨. શુદ્ધ પુષ્ટિમાર્ગીઓથી સત્યનારાયણની કથા થાય નહિ, કે નૈવેદ્ય પણ લેવાય નહિ. મરજાદીઓએ સત્યનારાયણની કથા કરી હોય એવું કયાંઇ જાણ્યું નથી.

૪૩. અમુકજ પુરાણો પુષ્ટિમાર્ગીઓ વાંચી શકે છે. બીજાં પુરાણો વાંચે કે સાંભળે તો તેમને નરકમાં જવું પડે છે.

૪૪. પુષ્ટિમાર્ગના ભાષા ગ્રન્થો સિવાયના અન્ય શાસ્ત્રો પુષ્ટિમાર્ગીઓએ વાંચવા નહિં કે બીજા માર્ગીના મોઢાની કથા પણ સાંભળવી નહિં, કારણ કે બીજાં શાસ્ત્રો પુષ્ટિમાર્ગની નિન્દા કરનારા છે.

૪૫. મરણ પછી ઉત્તરક્રિયા કે શ્રાદ્ધાદિ કરવાની જરૂર નથી. શ્રાદ્ધના દેવો તામસ છે તેથી પુષ્ટિમાર્ગમાં શ્રાદ્ધને સ્થાન નથી. તેમજ પુષ્ટિમાર્ગિઓનો નરકપાત જ થતો નથી.

૪૬. પુષ્ટિમાર્ગીઓ ભગવદીય વૈષ્ણવ કહેવરાવે છે.

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૪૭. વેદ, વેદાન્ત, બ્રહ્મસૂત્રો ફક્ત બ્રાહ્મણાદિ દ્વિજો જ ભણી શકે છે, કે ભાષાન્તર કરી ઉપદેશ આપી શકે છે. | ૪૭. પુષ્ટિમાર્ગમાં તો જે વ્રાત્ય શૂદ્રો હોય તે પણ ભણી વાંચી ભાષાન્તર કરી શકે છે. ભાગવતની પારાયણ કરી શકે છે. ઉપદેશ કરી શકે છે. |
| ૪૮. જેમા વર્ણાશ્રમ ધર્મની અપેક્ષા છે તે શ્રૌતસ્માર્ત સનાતન ધર્મ છે. | ૪૮. धर्मनिष्ठा यत्र नैव पुष्टिमार्गः स कथ्यते—જેમાં વર્ણાશ્રમ ધર્મની અપેક્ષા નથી તેને પુષ્ટિમાર્ગ કહે છે. |
| ૪૯. કોઇ વિધવાને પરપુરૂષ સાથે એકાંતમાં રહેવાની કોઈપણ બહાને આજ્ઞા આપી નથી. પણ બ્રહ્મચર્યપાલન કરી એકાંત જીવન ગાળવાનું છે. | ૪૯. પુષ્ટિમાર્ગમા મરજાદ લીધેલ કોઇપણ જાતિની વિધવા વિધુર મહારાજની આજ્ઞાથી "દો મિલકે સેવા" સાથે રહીને ખાઈ પીને કરી શકે. |
| ૫૦. પરમાત્માને બધાય જીવો સરખા છે. કોઈ ઉપર ઓછો વધતો પ્રેમ નથી. | ૫૦. પુષ્ટિમાર્ગના બાલકૃષ્ણને ગોપીઓ જ વહાલી છે. ભાયડાઓ નહિં તેથી તેને ગોપીજન વલ્લભ નામે લખે છે. |
| ૫૧. વેદધર્મને માનનારા જ સનાતન ધર્મી કહેવાય. | ૫૧. "ખ્રીસ્તી, મુસલમાન, પારસી અને કાપાલિક વામમાર્ગીઓ વિ. બધાય પુષ્ટિમાર્ગી જ ગણાય." (વાંચો. શુ. ભ. માર્તંડ. અં. ૫ પૃ. ૨૦૨) હવે તેઓ વેદને માને છે કે નહિં તે વિદ્વાનોએ સમજવાનું છે. |

## સનાતન ધર્મમાં

૫૨. શ્રીમદ્ ભાગવતમાં જ ૧૫ ઠેકાણે કૃષ્ણનું અંશાવતારત્વ સિદ્ધ કર્યું છે. અને શ્રીકૃષ્ણે પોતે પુત્ર પ્રાપ્તિ માટે શિવલિંગનું પૂજન કર્યું છે. અને તેમને સિત કૃષ્ણ કેશૌ તરીકે લખ્યા છે.

૫૩. વેદધર્મમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન મુખ્ય છે.

૫૪. પ્રસ્થાન ત્રયી ઉપર ભાષ્યો રચે એ જ આચાર્યો કહેવાય છે.

૫૫. પાપ પુણ્ય ભગવાન કરાવતા નથી.

૫૬. કર્મ, જ્ઞાન, વ્રત, તપ, ઉપવાસ બધું મેળવવા કરવાનું લખ્યું છે.

## પુષ્ટિમાર્ગમાં

૫૨. નિબંધમાં શ્રી વલ્લભાચાર્યજી લખે છે કે બ્રહ્મા, વિષ્ણુ, વિગેરે દેવતાઓ શ્રીકૃષ્ણના અંશ છે અને સગુણ છે, જ્યારે કૃષ્ણ નિર્ગુણ છે.

૫૩. શ્રી વલ્લભાચાર્ય માત્ર કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ જ પ્રવર્તાવનાર હતા.

૫૪. શ્રી વલ્લભાચાર્યે પ્રસ્થાન ચતુષ્ટયી ઉપર કરેલાં ભાષ્યો સંપૂર્ણ મળતાં નથી. તેમાં ગીતા અને ઉપનિષદ્ ઉપર તો ભાષ્ય છે જ નહિ. ભાગવતની સુબોધીની સંપુર્ણ નથી. કહેવાતું અણુભાષ્ય પણ અપૂર્ણ છે. શ્રી વલ્લભાચાર્યે આ અધ્યાયનું ભાષ્ય રચ્યું છે.

૫૫. પાપ પુણ્ય–માયાવાદ–આસુર વ્યામોહ કરાવવા માટે ભગવાનનેજ હેતુભૂત માને છે. બધાંયને પ્રવર્તાવનાર કર્તા કરાવતા ભગવાન જ છે.

૫૬. નથી કાંઇ કર્મ કરવાનાં, નથી કાંઇ જ્ઞાન મેળવવાનું, નથી કાંઇ ઉપવાસ, વ્રત, તપ કરવાનાં.

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૫૭. ધર્મ અર્થ કામ મોક્ષમાં છેવટનો મોક્ષજ પરમ પુરૂષાર્થ છે. | ૫૭. ફક્ત ત્રીજો પુરૂષાર્થ કામને મુખ્ય માન્યો છે. મોક્ષની તેઓને ઇચ્છા નથી. શ્રીકૃષ્ણ જોડે અખંડ રતિસુખની ઇચ્છા કરે એજ એમનું ધ્યેય હોય છે. |
| ૫૮. પુનર્વિવાહની મના છે. | ૫૮. શ્રીનાથજીની આજ્ઞાથી કોઇ એક ભકતે સેવામાં પોતાને એકલાને બાધ આવતો હોવાથી પુનર્લગ્ન કર્યાં અને તે નાતરીયાની સેવા શ્રીનાથજીએ લીધી. |
| ૫૯. સૂતક-પીતક પાળવા કહ્યું છે. | ૫૯. સુવાવડીને શ્રીનાથજીએ આજ્ઞા કરી કે કચ્છો મારીને પણ સુવાવડના ૪૦ દિન મારી પૂજા તુંજ કર. બીજા કોઇ ન કરે. |
| ૬૦. વૈદિક યજ્ઞ માને છે. | ૬૦. આત્મનિવેદન અને બ્રહ્મસંબંધનેજ મહાયજ્ઞ માને છે. |
| ૬૧. જીવશિવ એકજ છે. | ૬૧. જીવને ભગવાનનો દાસ માને છે. |
| ૬૨. ગાયત્રી મંત્રને વૈદિક માને છે. | ૬૨. બ્રહ્મસંબંધ મંત્રને તેઓ વૈદિક માને છે. (જો કે વેદોમાં તે છે નહિ.) |
| ૬૩. સર્વે ભકતો કે ભાગવતો કહેવાય છે. | ૬૩. પુષ્ટિભકતોને ભગવદીય કહે છે. |
| ૬૪. ઉપાસનાને વૈદિક માને છે. | ૬૪. પુષ્ટિભકતો ભક્તિને વૈદિક મનાવે છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૬૫. વેદમંત્રોથી દેવોનું આવાહન પ્રાણ પ્રતિષ્ઠા વિસર્જન થાય છે. | ૬૫. પુષ્ટિમાર્ગમાં તેઓ પ્રાણ પ્રતિષ્ઠા, આવાહન, અને વિસર્જનને માનતા નથી. |
| ૬૬. વૈદિક પૂજા શબ્દ મુખ્ય છે. | ૬૬. પુષ્ટિભક્તો "પૂજા કરૂં છું" એમ કહેવાને બદલે "સેવા કરૂં છું" એમ કહે છે. |
| ૬૭. નૈવેદ્ય ધરાવાય છે. | ૬૭. નૈવેદ્ય નહિ પણ ભોગ ધરવાનું કહે છે. |
| ૬૮. પૂજા કરીને નૈવેદ્ય ધરાવાય છે. | ૬૮. સેવા કરી ભોગ ધરાવાય છે. ભોગ અને સેવા પુષ્ટિમાર્ગમાંજ છે. વેદાદિમાં નથી. |
| ૬૯. કર્મ, ઉપાસના અને જ્ઞાન મુખ્ય છે. | ૬૯. સેવા અને નિવેદન મુખ્ય છે. |
| ૭૦. વૈદિક યજ્ઞાદિ કરી ઇશ્વરારાધન કરે છે. | ૭૦. છપ્પન ભોગનેજ વૈદિક યજ્ઞ મનાવાય છે. |
| ૭૧ વૈદિક દેવોને માનનારા બધા દૈવી જીવો કહેવાય છે. | ૭૧. પુષ્ટિપુષ્ટિ ૧૧ વર્ષના બાલકૃષ્ણના ભક્તોનેજ દૈવી જીવ કહે છે. બીજા દેવોના ભક્તોને આસુરી જીવો–રાક્ષસો કહે છે. |
| ૭૨. આર્ય અનાર્ય બે જાતના જીવો છે. | ૭૨. પુષ્ટિપુષ્ટિ, પ્રવાહપુષ્ટિ અને મર્યાદાપુષ્ટિ એમ ત્રણ જાતના જીવો માને છે. |
| ૭૩. વૈદિક દેવોની વૈદિક બ્રાહ્મણો પૂજા કરી શકે છે. | ૭૩. શ્રીનાથજીની સેવા ફક્ત ગોસ્વામી બાલકજ અને પગારદાર, મુખિયાજીઓ, કરી શકે છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| | અન્ય સ્વજ્ઞાતિના ભેદો સુદ્ધાં ન કરી શકે તો બીજા બ્રાહ્મણો-ની વાતજ કયાં રહી? |
| ૭૪. એકલી વૈદિક મંત્ર દીક્ષા એક ગુરૂ કરાવે છે. | ૭૪. બ્રહ્મસંબંધ, નિવેદન મંત્ર ગમે તેને ફક્ત ગોસ્વામી બાલકોજ દઇ શકે છે, અને વૈદિક મંત્ર દીક્ષામાં બીજો ગુરૂ કરાવાય છે. |
| ૭૫. સ્ત્રી-પુરૂષ એવા બે ભેદો મનાય છે. | ૭૫. બ્રહ્માદિ આખા જગત-ને સ્ત્રીરૂપે માને છે. |
| ૭૬. શ્રી પરમેશ્વર પ્રીત્યર્થ ધર્મકાર્ય થાય છે. | ૭૬. શ્રી ગોપીજન વલ્લભ પ્રીત્યર્થ સંધ્યાદિ થાય છે. |
| ૭૭. વૈદિક દેવોની યાત્રા કરાય છે. | ૭૭. વૈદિક દેવોની યાત્રાએ પુષ્ટિપુષ્ટિ જીવોથી જવાય નહિં. તેમની યાત્રાનાં સ્થળો પણ જુદાં છે. |
| ૭૮. મૂર્તિપૂજા શબ્દ વપરાય છે, અને મૂર્તિપૂજાથી આત્મશ્રેય માનવામાં આવે છે. | ૭૮. સ્વરૂપ સેવા શબ્દ વપરાય છે. મૂર્તિપૂજા શબ્દ નહિં. મૂર્તિપૂજાને નામે જે માર્ગો છે તે ગેરસમજવાળા છે. તેની પૂજાથી કાંઈ લાભ નથી. |
| ૭૯. દાન દક્ષિણા ઇ૦ નામે લેવાય છે. | ૭૯. બધુ ભેટને નામે મહા-રાજો લે છે. |
| ૮૦. વેદ, શા.અ, પુરાણાદિની | ૮૦. કેટલાંક અતિ શૃંગા- |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| નિર્દોષ સ્તુતિ દેવસાંનિધ્યમાં ગવાય છે. | રિક પદોવાળાં ભાષાનાં ગીતો ઠાકોરજી પાસે ગવાય છે. |
| ૮૧. યવન, ભંગી વગેરે અસ્પૃશ્યોનો મંદિરમાં પ્રવેશ નિષિદ્ધ છે. | ૮૧. તાજબીબી, રસખાન વિગેરે મંદિરોમાં આવતા એમને ગુંસાઈજીએ મંત્રદીક્ષા પણ આપી હતી. આજે કોઈ મુસલીમને આપતા ડરે છે. |
| ૮૨. કોઈ દેવ તરફ તિરસ્કારનો દૃષ્ટિભાવ હોતો નથી. | ૮૨. એક પુષ્ટિમાર્ગી આચાર્યે કાશીવિશ્વનાથનો ફોટો પગે કચર્યો હતો એમ છાપામાં છપાયેલું. |
| ૮૩. દેવોનીજ પૂજા થાય છે. | ૮૩. ગાદીજી, તકીયાજી, ઝારીજી, વસ્ત્રજી, ઝાંપીજી પણ પૂજાય છે. |
| ૮૪. સનાતન ધર્મ અનાદિ જુનો વૈદિક છે. | ૮૪. પુષ્ટિમાર્ગ ૪૦૦ વર્ષ પહેલાં નવોજ સ્થપાયેલો છે. |
| ૮૫. વેદવિધિથી પ્રતિષ્ઠિત મૂર્તિઓનું પૂજન થાય છે. | ૮૫. તાજ વિગેરેએ પૂજેલા સ્વરૂપો પણ હવેલીમાં પૂજાય છે. |
| ૮૬. વૈદિક નવગ્રહોના જપ પૂજા દાનાદિ થાય છે. | ૮૬. વલ્લભ, વિઠ્ઠલ અને ૭ બાળકોને નવગ્રહ તરીકે માને છે. |
| ૮૭. સ્પર્શ્ય દરેક તિલકધારીનો સ્પર્શ કરવામાં દોષ મનાતો નથી. | ૮૭. ભસ્મ, રુદ્રાક્ષ, ત્રિપુંડ્રધારી બ્રાહ્મણ કુળવાન, વિદ્વાન્ છતાંયે અસ્પૃશ્ય માનવામાં આવે છે. |
| ૮૮. દરેક બ્રાહ્મણોને નમન, પૂજન સત્કારાદિ થાય છે. | ૮૮. પુષ્ટિમાર્ગી દીક્ષા દીક્ષિત બ્રાહ્મણોનેજ દાન પૂજનાદિ થાય છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૮૯. બીજા બધા લોકો અમુક સંપ્રદાયના કહેવાય છે. | ૮૯. પોતાને પુષ્ટિમાર્ગ કે ગોસ્વામી મહારાજના પંથના કહેવરાવે છે. |
| ૯૦. આખું ભાગવત માન્ય છે. | ૯૦. ભાગવતમાંની સમાધિ ભાષાનેજ માન્ય રાખે છે. |
| ૯૧. બહુ કરોડો અનુયાયીઓ છે. | ૯૧. પુષ્ટિપુષ્ટિ ખરા મર્જાદી પુષ્ટિમાર્ગી એક હજાર પણ નહિ હોય. |
| ૯૨. કૃષ્ણને વસુદેવ-દેવકીના પુત્ર માનવામાં આવે છેઃ वसुदेव सुतंदेवं...देवकीपरमानन्दं વગેરે. | ૯૨. શ્રી કૃષ્ણને यशोदानन्दन અને नन्दनन्दन તરિકે તેમના પુત્ર માને છે. |
| ૯૩. અધિકાર પ્રમાણે મંત્રદીક્ષા અપાય છે. | ૯૩. सर्वेषां देहजीवयाः પદથી સ્પૃશ્ય અને અસ્પૃશ્યોને પણ અપાય છે. છતાં અસ્પૃશ્યોને નથી આપતા. |
| ૯૪. અસ્પૃશ્યાદિના સહજ, સંયોગજ અને સ્પર્શજ દોષો પળાય છે. | ૯૪. नमन्तव्याः कदाचन એ પદથી તે દોષો માનવાની કદાપિ જરૂર માની નથી. |
| ૯૫. પુરૂષને પુરૂષ અને સ્રીને સ્રી મનાય છે. | ૯૫. પુરૂષો પણ ગોપી-સખી-દાસી તરિકે પોતાને માને છે. |
| ૯૬. સન્યાસ લેવાનું વિધાન છે. હજારો તે પ્રમાણે લે છે. | ૯૬. શ્રીમદ્ વલ્લભાચાર્યે પોતાની આજ્ઞામાં સન્યાસનો નિષેધ કર્યો છે. |
| ૯૭. પૂજા-અર્ચન-આરા- | ૯૭. પૂજાદિ અર્ચ ન માનતાં |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| નિર્દોષ સ્તુતિ દેવસાનિધ્યમા ગવાય છે. | રિક પદોવાળા ભાવાનાં ગીતો ઠાકોરજી પાસે ગવાય છે. |
| ૮૧. યવન, ભંગી વગેરે અસ્પૃશ્યોનો મંદિરમા પ્રવેશ નિષિદ્ધ છે. | ૮૧. તાજબીબી, રસખાન વિગેરે મંદિરમા આવતા એમને ગુંસાઇજીએ મંત્રદીક્ષા પણ આપી હતી. આજે કોઇ મુસ્લીમને આપતા ડરે છે. |
| ૮૨. કોઇ દેવ તરફ તિરસ્કારનો દષ્ટિભાવ હોતો નથી. | ૮૨. એક પુષ્ટિમાર્ગી આચાર્યે કાશીવિશ્વનાથનો ફોટો પગે કચર્યો હતો એમ છાપામાં છપાયેલું. |
| ૮૩. દેવોનીજ પૂજા થાય છે. | ૮૩. ગાદીજી, તકીયાજી, ઝારીજી, વસ્ત્રજી, ઝાપીજી પણ પૂજાય છે. |
| ૮૪. સનાતન ધર્મ અનાદિ જુનો વૈદિક છે. | ૮૪. પુષ્ટિમાર્ગ ૪૦૦ વર્ષ પહેલા નવોજ સ્થપાયેલો છે. |
| ૮૫. વેદવિધિથી પ્રતિષ્ઠિત મૂર્તિઓનું પૂજન થાય છે. | ૮૫. તાજ વિગેરેએ પૂજેલા સ્વરૂપો પણ હવેલીમા પૂજાય છે. |
| ૮૬. વૈદિક નવગ્રહોના જપ પૂજા દાનાદિ થાય છે. | ૮૬. વલ્લભ, વિઠ્ઠલ અને ૭ બાળકોને નવગ્રહ તરીકે માને છે. |
| ૮૭. સ્પર્શ્ય દરેક તિલકધારીનો સ્પર્શ કરવામાં દોષ મનાતો નથી. | ૮૭. ભસ્મ, રુદ્રાક્ષ, ત્રિપુંડ્રધારી બ્રાહ્મણ કુળવાન, વિદ્વાન છતાપે અસ્પૃશ્ય માનવામાં આવે છે. |
| ૮૮. દરેક બ્રાહ્મણોને નમન, પૂજન સત્કારાદિ થાય છે. | ૮૮. પુષ્ટિમાર્ગ દીક્ષા દીક્ષિત બ્રાહ્મણોનેજ દાન પૂજનાદિ થાય છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૮૯. બીજા બધા લોકો અમુક સમ્પ્રદાયના કહેવાય છે. | ૮૯. પોતાને પુષ્ટિમાર્ગ કે ગોસ્વામી મહારાજના પંથના કહેવરાવે છે. |
| ૯૦. આખું ભાગવત માન્ય છે. | ૯૦. ભાગવતમાંની સમાધિ ભાષાનેજ માન્ય રાખે છે. |
| ૯૧. બહુ કરોડો અનુયાયીઓ છે. | ૯૧. પુષ્ટિપુષ્ટિ ખરા મર્જાદી પુષ્ટિમાર્ગી એક હજાર પણ નહિં હોય. |
| ૯૨. કૃષ્ણને વસુદેવ-દેવકીના પુત્ર માનવામાં આવે છે **वसुदेव सुतदेवं...देवकीपरमानन्दं** વગેરે | ૯૨. શ્રી કૃષ્ણને **यशोदानन्दन** અને **नन्दनन्दन** તરિકે તેમના પુત્ર માને છે. |
| ૯૩. અધિકાર પ્રમાણે મંત્રદીક્ષા અપાય છે. | ૯૩. **सर्वेषां देहजीवयाः** પદથી સ્પૃશ્ય અને અસ્પૃશ્યોને પણ અપાય છે. છતા અસ્પૃશ્યોને નથી આપતા. |
| ૯૪. અસ્પૃશ્યાદિના સહજ, સંયોગજ અને સ્પર્શજ દોષો મળાય છે. | ૯૪. **नमन्तव्याः कदाचन** એ પદથી તે દોષો માનવાની કદાપિ જરૂર માની નથી. |
| ૯૫. પુરૂષને પુરૂષ અને સ્ત્રીને સ્ત્રી મનાય છે. | ૯૫ પુરૂષો પણ ગોપી-સખી-દાસી તરિકે પોતાને માને છે. |
| ૯૬. સન્યાસ લેવાનું વિધાન છે. હજારો તે પ્રમાણે લે છે. | ૯૬. શ્રીમદ્ વલ્લભાચાર્યે પોતાની આજ્ઞામાં સન્યાસનો નિષેધ કર્યો છે. |
| ૯૭. પૂજા-અર્ચન-આરા- | ૯૭. પૂજાદિ અર્થ ન માનતાં |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ધના-ઉપાસના શબ્દો વપરાય છે. | કેવલ "સેવા" એવો અર્થ કરે છે. |
| ૯૮. त्र्यंबकं यजामहे... पुष्टिवर्धनम् એ મંત્રમા ત્રણુ નેત્રવાળા પુષ્ટિવર્ધન શંકરને અમો પૂજ્યે છીએ એવો અર્થ સ્પષ્ટ રીતે શંકર ભગવાનને લાગુ પડે છે. | ૯૮. આ મંત્રને અગ્નિમંત્ર માની શ્રીવલ્લભ પોતાને અગ્નિ અવતાર માને છે. અને "ત્ર્યંબક" નો અર્થ ત્રણુ પ્રકારનું જ્ઞાન, ત્રિનેત્ર એવા અગ્નિ પ્રભુનું અમે બધા યજન કરીએ છીએ અને પુષ્ટિવર્ધન શબ્દથી પોતાના પંથને વૈદિક કહે છે. |
| ૯૯. કોઇ આચાર્યો પોતાને અમુક દેવના અવતાર-લખતા નથી. | ૯૯. શ્રીવલ્લભ પોતે પોતાને અણુભાષ્યમાં अग्नि, સુબોધિનીમાં વૈશ્વાનર वाक्पति લખે છે. ગુંસાઈજી તેને શ્રીકૃષ્ણુ લખે છે. |
| ૧૦૦. શ્રી શંકરે પ્રવર્તાવેલ, સંપ્રદાય તે રૂદ્રસપ્રદાય છે એમ श्रीब्रह्मरुद्रसनकाः એ શ્લોકમાં છે. | ૧૦૦. રૂદ્રને નીંદી, તેને તામસ લખી તેના રૂદ્રસંપ્રદાયને નવાં પુષ્ટિમાર્ગ, પુષ્ટિપંથ મહારાજોનો પંથ-એ નામે ઓળખાવે છે. |
| ૧૦૧. કોઇ એક દેવને ધરાવેલો તેજ પ્રસાદ બીજા દેવને ધરાવાય તો ઉચ્છિષ્ટ થયું કહેવાય છે. ઉચ્છિષ્ટ પ્રસાદ ધરાવાનો નથી. | ૧૦૧. શ્રીકૃષ્ણુને ધર્યા બાદ, તેજ ઉચ્છિષ્ટ પ્રસાદ અન્ય દેવો અને પિતૃઓને ધરવાની આજ્ઞા છે, અને ધરાવાય છે. (દુઃસંગવિજ્ઞાન ગુ. અનુવાદ પૃ. ૨૧ કે. કા શાસ્ત્રી) |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૦૨. શિષ્ય ગુરુના ચરણ સ્પર્શ કરે છે. પતિદેવ અને સદ્દગુરુદેવ સિવાય સ્ત્રીને પરપુરૂષને અડકવાનો નિષેધ છે. | ૧૦૨. શિષ્ય કે શિષ્યા ગુરુને ચરણ સ્પર્શ કરે તોજ સેવા પુષ્ટ થઇ એવો નિશ્ચય થાય છે. અત્યંત પ્રીતિવાળા વિશ્વાસુનેજ પોતે ચરણથી અડકે છે. |
| ૧૦૩. વર્ણાનુસારી દીક્ષા અપાય છે. દીક્ષાથી તેમાં વર્ણ બદલાતો નથી. | ૧૦૩. બ્રહ્મસંબંધ થતાંજ મનુષ્ય એક જુદા વર્ણમાં ભળે છે, કે જે શાસ્ત્રોક્ત ૪ વર્ણથી સર્વથા ભિન્ન છે. |
| ૧૦૪. વૈદિક દેવોની પૂજા કરનારા પોતપોતાના વર્ણના જોડેજ વ્યવહાર રાખી શકે છે. | ૧૦૪. દુર્ગા-શિવલિંગ-ભૈરવાદિકોના પૂજકોને તેઓ અવ્યવહાર્ય માને છે. |
| ૧૦૫. દરેક દેવો સેવ્ય નમસ્કારાર્હ છે, અને ગોકુળ મથુરા, અને દ્વારકાવાળા કૃષ્ણને એક જ માની તેને માન્ય રાખે છે. | ૧૦૫. શ્રીહરિરાયાદિ આચાર્યો આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગમાં ગોકુલસ્થ કૃષ્ણજ સેવ્ય છે. મથુરાસ્થ કે દ્વારકાસ્થ નહિંજ. તેનો આશ્રય લેનાર અન્યાશ્રયી કે આસુર છે. (આ વિચાર મૂળ ભાગવતથી પણ વિરૂદ્ધ છે.) (શુ. ભ. મા. પૃ. ૧૪૬ વર્ષ ૪ અંક ૪.) |
| ૧૦૬. વિદ્યાથી આચાર્ય બનાય છે. તે પણ શુદ્ધ વંશનો અને શુદ્ધ ચારિત્ર્યશાલી હોય તોજ આચાર્ય થઇ શકે. નહિં તો | ૧૦૬. વલ્લભવંશમાં બાળકોનું પ્રાકટય જન્મથીજ આચાર્ય રૂપે થાય છે અને તે બધા વલ્લભાચાર્ય રૂપજ મનાય છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ગાદી ઉપરથી ઉઠાડી મૂકાય છે. | ( શુ. ભ. મા. વર્ષ ૪ અંક ૫ પૃ.૨૪૨.)[જૂઓ સર્વોત્તમ સ્તોત્ર] |
| ૧૦૭. ગુરૂજનનો ચરણ સ્પર્શ જો સ્ત્રી કરે તો તે પતિવ્રત ધર્મ કહેવાય નહિ. | ૧૦૭. ગુરૂનાં ચરણનાં સ્પર્શ કરવામાં પતિવ્રત ધર્મને લેશ પણ આંચ આવવાનો સંભવજ નથી. (શુ. ભ. મા. વધારો પૃ. ૫. સં. ૧૯૮૫) |
| ૧૦૮. મંત્ર અને બ્રાહ્મણને વેદ કહે છે. પુરાણોને ઇતિહાસ કહે છે. | ૧૦૮. શ્રીમદ્ ભાગવતનેજ વૈષ્ણવો વેદ કહે છે. (શુ. ભ. મા. વર્ષ ૪ અંક ૭-૮ પૃ. ૩૪૪.) |
| ૧૦૯. વૈદિક ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનું દરેક માટે છે અને તે પવિત્ર કહેવાય છે. | ૧૦૯. ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરનાર ચાંડાલ સદ્દશ અસ્પૃશ્ય મનાય છે અને તેને અડકાયતો પુષ્ટિમાર્ગિયે સ્નાન કરવાનું છે. |
| ૧૧૦. ઉર્ધ્વપુંડ્ર ત્રિપુંડ્રાદિ ધારણ કરી શકાય છે. કોઇ તીલકની નિન્દા કરાતી નથી. | ૧૧૦. ત્રિપુંડ્ર ધારણ કરનાર બ્રાહ્મણ પતિત ગણાય છે. |
| ૧૧૧. કંકુ કે ગુલાલનું ઉર્ધ્વપુંડ્રાદિ તિલક અને ઘાંસ કે લાકડાની કંઠી કે માળા પહેરવાનું અવૈદિક છે. | ૧૧૧. પુષ્ટિમાર્ગીઓમાં તેવાં તિલક કરવાનો અને તેવી માળા પહેરવાનો રીવાજ છે, તેની મના જણાતી નથી. |
| ૧૧૨. બ્રાહ્મણાદિ ચારે વર્ણો ક્રમશઃ ૧૦-૧૨-૧૫ અને ૧ માસે જન્મ મરણાશૌચમાં | ૧૧૨. ૧૬ રાત્રિનું સુતક પળાવે છે. તે વર્ણ બાહ્ય છે. |

## સનાતન ધર્મમાં

પવિત્ર થાય છે પણ વિશેષતઃ દશમે દિવસે શુદ્ધ થાય છે.

૧૧૩. શુદ્ધ વર્ણાશ્રમીઓ શ્રૌતસ્માર્ત તરીકે મનાય છે.

૧૧૪. શ્રૌતસ્માર્ત ધર્મ પ્રમાણે યથાશક્ય વર્તવાનું હોય છે.

૧૧૫. સંસારમાં શ્રીવૈષ્ણવ, મધ્વ, નિમ્બાર્ક અને વિષ્ણુસ્વામી એ નામના સંપ્રદાયો પ્રસિદ્ધ છે.

૧૧૬. ઉપરના ચારેય સંપ્રદાયાચાર્યો ત્યાગી હતા, અને દરેક સંપ્રદાયમાં એકજ અમુકજ આચાર્ય હોઈ શકે.

૧૧૭. શિવનું ભજન કરનારાને અને સર્વ દેવોને સમાન માનનારાને ક્યાંય નિંદવામાં આવ્યા નથી. તેમ કોઈ દેવની નિન્દા કરાતી નથી.

## પુષ્ટિમાર્ગમાં

૧૧૩. પોતાને કેવલ વૈષ્ણવ મનાવે છે. શ્રૌતસ્માર્ત લખતા લખાવતાનું જાણ્યું નથી.

૧૧૪. પુષ્ટિમાર્ગીય જીવોને દારાદિના સમર્પણ મંત્ર ગ્રહણ શિવાય બીજું કાંઇ કર્તવ્ય હોતું નથી.

૧૧૫. વલ્લભ સંપ્રદાયને વિષ્ણુસ્વામી સંપ્રદાયાન્તગર્ત રૂદ્ર પ્રવર્તિત મનાવે છે પણ તે મુખ્ય સંપ્રદાય નથી.

૧૧૬. પોણોસો એંશી બધાય ગોસ્વામીઓ આચાર્ય ગણાય છે. ૧ રાજાના ૫૦ પુત્રો હોય તે બધાય રાજા નજ થઈ શકે.

૧૧૭. વિઠ્ઠલેશજીએ અષ્ટાક્ષરી ટીકામાં મહાદેવજીનું ભજન કરનારને માયાવાદી અને અસુર લખ્યા છે અને હરરાયજીના શિક્ષાપત્રમાં પૃ. ૩૨૮ શ્લોક ૩ માં સર્વ દેવોને સમાન માનનારાના હૃદયમાં ભગવાન્ રહેતા નથી એવું લખ્યું છે.

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૧૧૮. પોતે જે સંપ્રદાયનો હોય તે તે સંપ્રદાયના દેવોના ચિહ્નો ધારણ કરી શકે છે. | ૧૧૮. પુષ્ટિમાર્ગ રૂદ્ર સંપ્રદાય છે છતાં રૂદ્રના ચિહ્ન ભસ્મ રૂદ્રાક્ષાદિ ધારણ કરતા નથી અને તેથી તે ગુરુ કે સંપ્રદાયદ્રોહિ માની શકાતો નથી. |
| ૧૧૯. શ્રૌતસ્માર્ત ધર્મજ વૈદિક વેદાનુકૂલ મનાય છે. | ૧૧૯. મર્યાદા માર્ગને જ વૈદિક કહે છે તેથી ભિન્ન પુષ્ટિમાર્ગ અમર્યાદાવાળો અથવા અવૈદિક માર્ગ મનાય છે. |
| ૧૨૦. વેદવિધથી પ્રતિષ્ઠા કરનાર ઉપાસના માર્ગિય કહેવાય છે. | ૧૨૦. તેવી પ્રતિષ્ઠા કરનાર ભક્તિ (પુષ્ટિ) માર્ગીય કહેવાય નહી. ઉપાસના માર્ગને વલ્લભાચાર્ય હીન માને છે. |
| ૧૨૧. શ્રૌતસ્માર્ત મળી ૪૮ સુધી સંસ્કારો છે. બ્રહ્મસંબંધ નામક સંસ્કાર કોઇ વૈદિક કે સ્માર્ત નથી. | ૧૨૧. બ્રહ્મસંબંધ નામનો અવૈદિક સંસ્કાર વિધિ મુખ્ય કરાવવામાં આવે છે તે કોઇ વૈદિક શાસ્ત્રોક્ત સંસ્કાર નથી. |
| ૧૨૨. પોતાની અપતિત સ્રીના હાથથી બનાવેલ રસોઇ ધણી ખાઈ શકે છે અને સ્રી તેવા અપતિત ધણીના હાથનું ખાઇ પી શકે છે. | ૧૨૨. મર્જાદ પાળનારી સ્રી પોતાના અમર્યાદી પતિના હાથનું અને મર્જાદિ પુરુષ અમર્યાદિ સ્રીના હાથનું રાંધેલું ખાઈ પી શકતાં નથી. |
| ૧૨૩. વરકન્યાનો હસ્તમેલાપક સ્વજ્ઞાતીના લોકથી જ કરાવી શકાય છે. | ૧૨૩. કન્યાના માતપિતા પ્રત્યક્ષ હાજર છતાં ગુરૂઓ પાસે કરાવવામાં આવે છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૨૪ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ દેવો ઇશ્વર મનાય છે | ૧૨૪ પુષ્ટિમાર્ગ તેમને ઇશ્વર માનતા નથી |
| ૧૨૫ પાણીમા રાધેલી અન સખડી વર્ણભેદે ખવાય છે | ૧૨૫ પુષ્ટિમાર્ગમા તેવી અનસખડી મર્યાદિઓમા વર્ણ-ભેદ વિના ભેગા ખવાય છે |
| ૧૨૬ ગંગા, યમુનાદિ બધી નદીના જળપાન અને સ્નાન દરેક દેવોના દર્શન, વંદનાદિ થઇ શકે છે | ૧૨૬ ગંગાજલનુ પાન અને સ્નાન તથા વિશ્વનાથ શિવજીનુ દર્શન કરે તો અન્યાશ્રય દોષ લાગે છે |
| ૧૨૭ માથે શિખા, જટા વગેરે શાસ્ત્રોક્ત નિશાન રાખવામા આવે છે | ૧૨૭ સ્ત્રીઓ જેવા ચોટલા અને ફેશનદાર કેશ મહારાજો માથે રાખે છે |
| ૧૨૮ સ્નાનજલ ઉચ્છિષ્ટ મનાય છે | ૧૨૮ ગુપ્ત રીતે સ્નાનજલ ખાસ ભક્તોને પવિત્ર માની પીવા અપાય છે, અને પીનારા પીયે પણ છે |
| ૧૨૮ આચાર્યો માટે નાટકાદિ જોવા નિષિદ્ધ છે | ૧૨૮ જનાના સાથે નાટકાદિમા નાત ગળાય અને લગ્નાદિમા ગડો પણ નચાવાય છે |
| ૧૩૦ દરેક હિન્દુ સંપ્રદાયના અનુયાયી બ્રાહ્મણાદિ પોષાય છે | ૧૩૦ પુષ્ટિમાર્ગીય દીક્ષા લીધેલાનેજ દાનાદિ દેવાનુ અને પોષવાનુ કહે છે બીજાનો નિષેધ કરવામા આવે છે |
| ૧૩૧ તે તે દેવોના સ્વર્ગ, વૈકુંઠાદિ લોકોમા જવુ એજ | ૧૩૧ શ્રીકૃષ્ણના અધરામૃતનુ પાન કરવુ એજ મોટામા |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| તે તે દેવોની ભક્તિની ફલ-સિદ્ધિ છે. | મોટી સિદ્ધિ મનાય છે **कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशय ।** કૃષ્ણના અધરામૃતનુ પાન એજ અન્તિમ ધ્યેય છે |
| ૧૩૨ બધાય પુરાણો અને સ્મૃતિઓ માન્ય રખાય છે, અને તેના શ્રવણથી મોક્ષ મળે છે. | ૧૩૨ મત્સ્ય, કૂર્મ, લિંગ, શિવ, સ્કંદ અને અગ્નિ પુરાણો અને અમુક સ્મૃતિને તામસ માને છે અને તેને સાંભળવાથી પણ નરકે પડવાનુ માને છે |
| ૧૩૩ શ્રીમદ્ ભાગવતમાં શિવ નિન્દકને વર્ણ સંકર જાતિનો લખ્યો છે, અને શિવ નામને પાપ નાશ કરનારૂ કહ્યું છે, તેમ શિવ નિન્દકની જીભ ખેંચી લેવા કહ્યું છે | ૧૩૩ શિવ એવું નામ લુગડા શિવનારા દેશમા પણ ઘણા લેતા નથી, અને સંપ્રદાયના પ્રાચીન અર્વાચીન પુસ્તકોમા શિવજીની બારોબાર નિંદા પણ કરી છે કપડું સીવી આપ ન કહેતા સાંધી આપ, પીલી આપ, દોરો ભરી આપ એમ કહે છે. |
| ૧૩૪. દરેક દેવોના વ્રતો કરાય છે કોઇ વ્રતનો નિષેધ નથી, તેમ નિન્દા નથી | ૧૩૪ શિવરાત્રીનું વ્રત કરવાનો નિષેધ છે, તેમ બીજા પ્રકાર દેવોના વ્રત પણ કરતા નથી |
| ૧૩૫. કોઇ મૂલ આચાર્યોની નિન્દા કર્યાનું જણાતુ નથી, તેમ ગાળીપ્રદાન કરાયુ નથી. | ૧૩૫ અણુભાષ્યથી માંડી આજદિન સુધીના ઘણા પુસ્તકોમાં શંકરાચાર્યાદિની ઘૃણિત નિંદા કરી છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૧૩૬. ભાગવતમા ગોપાલ અને કૃષ્ણ એક જ મનાય છે, અને નમો ભગવતે વાસુદેવાય એક જ મુખ્ય મત્ર છે. | ૧૩૬. જુદા મનાય છે. તેના મત્રો અને ઉપાસના પણ જુદા છે, અને અનુયાયીઓના તિલકાદિ પણ જુદા છે એક જે ગોપાલ અને બીજો જયશ્રીકૃષ્ણ કહે છે. |
| ૧૩૭ ષોડશોપચાર અને અન્યોપચાર પૂજા છે, પણ શૌચ માટે જલ દેવાનુ કોઈ ઉપચાર-મા કયાય વાચ્યુ નથી | ૧૩૭ श्रीकृष्णाभ्यां शौचार्थजलं समर्पयामि. શુ. નિ ન ૨ ના પૃ. ૨૫ મા રાધાકૃષ્ણને શૌચ માટે જલ દેવાનુ છે. |
| ૧૩૮. દેવોનો પ્રસાદ તેના મનુષ્ય ભકતોનેજ અપાય છે, પણ અન્ય દેવોને અપાતો નથી | ૧ ૮. भोभो शिवादि वैष्णवेभ्योनम. महाप्रसाद गृहणस्व. શુ નિ. ૨ પૃ ૨૮ મા શિવાદિ વૈષ્ણવોને મહાપ્રસાદ દેવાનુ છે. |
| ૧૩૯ વેદવિહિત ઉપાસનાથી સિદ્ધિ મળે છે એમ પ્રસ્થાન ત્રયીનો આશય સમજાય છે. વૈદિકોપાસના પ્રતિષ્ઠા વિહિત કહી છે. | ૧૩૯. वेदमार्गापेक्षयापि भक्तिमार्गस्योत्तमत्व प्रतिपादनात्। ૨-૨૩૫ મા ભક્તિમાર્ગને વેદમાર્ગથી ઉત્તમ અને જુદો મનાવે છે વેદવિહિતોપાસના અને વૈદિક પ્રતિષ્ઠાદિને હીન માની છે. |
| ૧૪૦. પૂજા શબ્દથી વ્યવહાર થાય છે, અને તે વૈદિક કે પૌરાણિક મત્રોથી થાય છે. | ૧૪૦ *सेवामुख्या न पूजेति, संभ्रमात् पूजा पदोव्यवहारः।* ૨-૨૪૯ નિ વ્યુત્થાનિકા, સેવા |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૪૫. સનાતનધર્મમાં બધાય દેવ દેવીઓનો સમાવેશ છે અને યાવત્ શ્રુતિસ્મૃતિ પુરાણાદિનાંજ પ્રમાણો મનાય છે. | ૧૪૫. વ્યાસ, નારદ, શુકદેવ, બ્રહ્મા, શંકર વગેરે દેવાદિ મર્યાદા માર્ગિય છે માટે પુષ્ટિમાર્ગમાં તેમનો પ્રવેશ નથી એવું દર્શાવતાં વલ્લભાખ્યાન જેવાં પ્રાકૃત પુસ્તકો પણ પ્રમાણીભૂત મનાય છે. |
| ૧૪૬. અપતિત સજાતિય લોકો જોડે લગ્નાદિ થઈ શકે છે. અને વર અને કન્યાવિક્રય નિષિદ્ધ ગણાય છે. | ૧૪૬. તૈલંગ બ્રાહ્મણો ગો૦ બાળકોને સજાતિય છતાં કન્યા દેતા નથી તેથી કન્યાવિક્રયને તે માર્ગમાં ઉત્તેજન અપાય છે તેમ ઘરજમાઇ પણ રખાય છે. |
| ૧૪૭. સન્યાસીના વસ્ત્રોનો દહ થતો નથી પણ સન્યાસીને જલદાહ કે ભૂમિદાહજ થાય છે. | ૧૪૭. વલ્લભાચાર્યના દેહાન્ત પછી તેના વસ્ત્રનો અગ્નિદાહ કર્યો હતો એમ "નિજવાર્તા" માં છે. |
| ૧૪૮. અમુક આચાર્યાદિ અમુક એકજ દેવાદિનો અવતાર મનાય છે. | ૧૪૮. શ્રી વલ્લભને અગ્નિ, કૃષ્ણવદન, ચન્દ્રાવલી, રાધાકૃષ્ણના નેત્રના વિરહાગ્નિ અને શ્રીકૃષ્ણાદિના અવતાર લખ્યા છે. |
| ૧૪૯. કોઇ દેવોએ પોતાથી નીચા દરજ્જાનાં મનુષ્યને શ્રેષ્ઠ ઇશ્વર માની તેમને સામા મળવા જવાનું વાંચવામાં આવ્યું નથી. | ૧૪૯. મહાદેવજી મસાલ લઇને શ્રીનાથજીના રથની આગળ ચાલતા, કાશીવિશ્વનાથ, રામચન્દ્રજી, વિંદાબા, વ્યાસજી વગેરે શ્રીવલ્લભને સામા મળવા |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| | મુખ્ય છે વેદોક્ત પૂજા મુખ્ય નથી મંત્રમાત્રથી પૂજા કરનારા ન થયું. |
| ૧૪૧. કોઈ આચાર્યોને તેના શિષ્યોએ અંદર વિશેષણો લખી સાક્ષાત્ પરમાત્મા મનાવ્યા નથી. | ૧૪૧. ૨૯. प्रिय, यज्ञभोक्ता, वस्तुत कृष्णपद, सर्वशक्तिधृक्, पर., अर्थात श्री आचार्यजी अक्षर ब्रह्मसेतु पर श्री पूर्ण पुरुषोत्तम है, આવા વિશેષણો વલ્લભાચાર્ય માટે ઘણાય વપરાયા છે. |
| ૧૪૨. શ્રુતિસ્મૃતિ પુરાણાદિમા ઉક્ત ઉપાસના જ સ્વીકારાય છે કે જે પ્રાચીન છે. | ૧૪૨. ગોપીકાઓનીજ ભક્તિ સ્વીકારેલી છે. |
| ૧૪૩. વૈદિક અને લૌકિક ધર્માચરણ મુખ્ય મનાય છે. અને તેજ સદાચાર મનાય છે. | ૧૪૩. वैदिकत्व लौकिकत्वं कापटयात्तेपु नान्यथा। वैष्णवत्वं हि सहज ततोऽन्यत्र विपर्ययम्। લૌકિક વૈદિક ધર્મ કપટ રૂપ હોવાથી યથાર્થ નથી, વૈષ્ણવત્વ સહજ છે તે વિનાનુ સર્વ વિપરીત છે. |
| ૧૪૪. કોઈ દેવી દેવોની અન્યથા ભાવનાથી અંગાદિનુ વર્ણન ઇષ્ટ અને વર્ણનીય મનાતું નથી. | ૧૪૪. રાધાજીના સ્તનાદિ અંગોમા લાડવા, ગમરી વગેરેની ભાવનાથી શૃંગારરસવાળી કૃષ્ણની બીભત્સ ચેષ્ટાયુક્ત લીના ભાવના કરવાનું વર્ણન છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૪૫. સનાતન ધર્મમા બધાય દેવ દેવીઓનો સમાવેશ છે અને યાવત્ શ્રુતિસ્મૃતિ પુરાણાદિનાંજ પ્રમાણો મનાય છે. | ૧૪૫. વ્યાસ, નારદ, શુકદેવ, બ્રહ્મા, શંકર વગેરે દેવાદિ મર્યાદા માર્ગિય છે માટે પુષ્ટિમાર્ગમા તેમનો પ્રવેશ નથી એવું દર્શાવતા વલ્લભાખ્યાન જેવા પ્રાકૃત પુસ્તકો પણ પ્રમાણીભૂત મનાય છે. |
| ૧૪૬. અપતિત સજાતિય લોકો જોડે લગ્નાદિ થઇ શકે છે. અને વર અને કન્યાવિક્રય નિષિદ્ધ ગણાય છે. | ૧૪૬. તૈલંગ બ્રાહ્મણો ગો૦ બાળકને સજાતિય છતા કન્યા દેતા નથી તેથી કન્યાવિક્રયને તે માર્ગમા ઉત્તેજન અપાય છે તેમ ઘરજમાઇ પણ રખાય છે. |
| ૧૪૭. સન્યાસીના વસ્ત્રોનો દાહ થતો નથી પણ સન્યાસીને જલદાહ કે ભૂમિદાહજ થાય છે. | ૧૪૭. વલ્લભાચાર્યના દેહાન્ત પછી તેના વસ્ત્રનો અગ્નિદાહ કર્યો હતો એમ "નિજવાર્તા"મા છે. |
| ૧૪૮. અમુક આચાર્યાદિ અમુક એકજ દેવાદિનો અવતાર મનાય છે. | ૧૪૮. શ્રી વલ્લભને અગ્નિ, કૃષ્ણવદન, ચન્દ્રાવલી, રાધાકૃષ્ણના નેત્રના વિરહાગ્નિ અને શ્રીકૃષ્ણાદિના અવતાર લખ્યા છે. |
| ૧૪૯. કોઇ દેવોએ પોતાથી નીચા દરજ્જાના મનુષ્યને શ્રેષ્ઠ ઇશ્વર માની તેમને સામા મળવા ગયાનું વાચવામા આવ્યુ નથી. | ૧૪૯. મહાદેવજી મસાલ લઇને શ્રીનાથજીના રથની આગળ ચાલતા, કાશીવિશ્વનાથ, રામચન્દ્રજી, વિઠોબા, વ્યાસજી વગેરે શ્રીવલ્લભને સામા મળવા |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| | મુખ્ય છે વેદોક્ત પૂજા મુખ્ય નથી મંત્રમાત્રથી પૂજા કરનારા ન થવું. |
| ૧૪૧. કોઈ આચાર્યોને તેના શિષ્યોએ અરેય વિશેષણો લખી સાક્ષાત્ પરમાત્મા મનાવ્યા નથી. | ૧૪૧. रहः प्रिय, यज्ञभोक्ता, वस्तुत कृष्णपद्य, सर्वशक्तिधृक्, परः, अर्थात् श्री आचार्यजी अक्षर ब्रह्मसेतु पर श्री पूर्ण पुरुषोत्तम है, આવા વિશેષણો વલ્લભાચાર્ય માટે ઘણાય વપરાયા છે. |
| ૧૪૨. શ્રુતિસ્મૃતિ પુરાણાદિમા ઉક્ત ઉપાસના જ સ્વીકારાય છે કે જે પ્રાચીન છે. | ૧૪૨. ગોપીકાઓનીજ ભક્તિ સ્વીકારેલી છે. |
| ૧૪૩. વૈદિક અને લૌકિક ધર્માચરણ મુખ્ય મનાય છે. અને તેજ સદાચાર મનાય છે. | ૧૪૩ वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा। वैष्णवत्वं हि सहज ततोऽन्यत्र विपर्ययम्। લૌકિક વૈદિક ધર્મ કપટ રૂપ હોવાથી યથાર્થ નથી, વૈષ્ણવત્વ સહજ છે તે વિનાનું સર્વ વિપરીત છે. |
| ૧૪૪. કોઈ દેવી દેવોની અન્યથા ભાવનાથી અંગાદિનું વર્ણન ઇષ્ટ અને વર્ણનીય મનાતું નથી. | ૧૪૪. રાધાજીના સ્તનાદિ અંગોમાં લાડવા, ગમટી વગેરેની ભાવનાથી શૃંગારરસવાળી કૃષ્ણની બીભત્સ ચેષ્ટાયુક્ત લીલા ભાવના કરવાનું વર્ણન છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૫૪. વર, કન્યાને ત્યાં પરણવા જાય છે. અને તે જ્ઞાતિજનોની સમક્ષ પરણે છે. અને તે સર્વ અન્યોન્ય વ્યવહાર્ય પણ રહે છે. | ૧૫૪. કન્યાનો તેના જ્ઞાતિજનોથી ત્યાગ કરાવી તેના માતાપિતાને ગોસ્વામીઓ જ્યાં બોલાવે ત્યાં આવી તેઓ પરણાવે છે અને કન્યા દેનારો તેની જ્ઞાતિથી બહિષ્કૃત થાય છે તેમ ગોસ્વામીઓ તેના હાથનું જમતા પણ નથી. |
| ૧૫૫. સ્ત્રી સ્ત્રીવેશે ને પુરૂષ પુરૂષવેશેજ સ્વેષ્ટ દેવતાની પૂજા કરે છે. અને મુવા પછી પણ સ્ત્રી પુરૂ। તે તે સ્વરૂપેજ તે તે લોકમાં સ્વેષ્ટ પ્રભુપદ પામે છે. | ૧૫૫. પુરૂષોથી પણ સ્ત્રી સ્વરૂપે કડાં, વાળી, ઘાઘરો, ચોળી, સાડી પહેરી મુછ દાઢી મુંડાવી, ચોટલા રખાવી, સેવા થાય છે અને મુવા પછી પણ બધા ગોપીરૂપે પ્રભુ પાસે જઈ સેવા કરે છે. |
| ૧૫૬. નાની મોટી મૂર્તિઓ હોય છે. મૂર્તિ પ્રમાણે શૃંગાર સજાય છે. | ૧૫૬. મોટે ભાગે નાનીજ મૂર્તિઓ સેવામાં હોય છે. તેમજ મૂર્તિ નાની અને શૃંગાર પુષ્કળ હોય છે. |
| ૧૫૭. મંત્રાધીન દેવતા મનાય છે. | ૧૫૭. ગોસ્વામીના હાથથીજ પુષ્ટ થવાથી સેવ્ય દેવ તરીકે મનાય છે. |
| ૧૫૮. પ્રસાદનું રાંધેલ ધાન વેચાવાતું કે લુંટાવાતું નથી પણ પ્રસાદ તરીકે તે અપાય છે. | ૧૫૮. અન્નકૂટાદિનું રાંધેલું અન્ન નાથદ્વારાદિમાં લુંટાવાય છે અને લુંટાતા વધેલા અન્નને પ્રસાદી દાખલ મનાય છે અને વેચાય છે. |

સનાતન ધર્મમાં

૧૫૯. સન્ધ્યાદિ ૬ કર્મો ન કરે તો તે નામધારી બ્રાહ્મણાદિ કહેવાય અને તેને દેવપૂજા યજ્ઞાદિનો અધિકાર હોતો નથી પણ શૂદ્રવત્ તે ગણાય છે.

૧૬૦. શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ સર્વ માન્ય પુસ્તકોજ પ્રમાણ મનાય છે કે જે શિષ્ટ સંમત હોય છે.

૧૬૧. વેદ પુરાણાદિ ભણવા વગેરેમાં સમય ગાળવાનું અને સ્વેષ્ટ દેવના ગુણગાન કરવામા સમય ગાળવાનું હોય છે.

૧૬૨. સન્ધ્યા, પુન્તાદિકાં તથા દેવ પિતૃકાર્યોમાં સીવેલાં વસ્ત્રો પહેરવાની મના છે. તેમ માથે પણ કંઇ ત્યારે ન પહેરાય તેમ ગાદી ઉપર પણ ન બેસાય.

૧૬૩. જુદાં જુદાં પાત્રોથી પાણી પીવાય છે અને પીતાં શેષ બચેલ જલ શ્વાનમુત્ર જેવું

પુષ્ટિમાર્ગમાં

૧૫૯. મુખીઆ ભીતરીયામાંના ઘણાઓને ગાયત્રી મંત્ર કે સંધ્યા પણ આવડતી હોતી નથી છતા તેઓ ઠાકોર સેવા કરી શકે છે અને તે થાય પણ છે.

૧૬૦ या मार्गमें संस्कृत लेख तथा कीर्तन आदि मापालेख महाप્રभुजी, गुंसाइजी अथवा अष्टसखा छापन के पदनसे मिले सो प्रमाण એમ મનાય છે.

૧૬૧. श्री वल्लभ गुणगाय मन तुं श्री वल्लभ गुणगाय। वृथा काल कैसे खोवत है वेद पुराण पढाय ॥ વલ્લભના ગુણ ગાવો પણ વેદ પુરાણમાં વૃથા સમય ન ગાળો.

૧૬૨. સંધ્યા, દેવસેવા, પિતૃકાર્યાદિ શિવેલાં વસ્રો પહેરી માથે કાન ટોપી ઘાલી ગાદીની થપ્પી ઉપર બેસીને થાય છે.

૧૬૩. એકજ લોટી કે ઝારીથી દરેક વર્ણના લોકોના મોંમાં ઉંચેથી પાણી દુધ વગેરે રેડાય

## સનાતન ધર્મમાં

ગણાય છે, અને જો તે પીયે તો ચાન્દ્રાયણ વ્રતનું પ્રાયશ્ચિત છે.

૧૬૪. દરેક સંપ્રદાય વૈદિક મનાવાય છે.

૧૬૫. સ્ત્રીઓ પાસે જારભાવના લોકવેદની મર્યાદા ત્યાગના ગીતો કે ભજનાદિ ગુરૂ પાસે કે દેવ મંદિરોમાં ગવાતાં નથી.

૧૬૬. કુલવાન, વિદ્વાન, ભસ્મ, રૂદ્રાક્ષ અને ત્રિપુંડ્રધારી, માયાવાદી બ્રાહ્મણોની નિન્દા થતી નથી, પણ તેનું સન્માન થાય છે, અને અન્ય સર્વ હિન્દુ સંપ્રદાયીઓનુ પણ સન્માન થાય છે.

૧૬૭. ગુરૂ જો ગુરૂ તરીકેનાં લક્ષણયુક્ત હોય તોજ પૂજ્ય મનાય છે. તેના કુટુંબી કે ન્યાતિવાળો ગુરૂ મનાવાતા નથી, અને તેઃ પણ જનોઈ લીધેથીજ ગુરૂ

## પુષ્ટિમાર્ગમાં

છે, અને બધા વર્ણોને તેનું તેજ દેવા છતા તે ઉચ્છિષ્ટ મનાતું નથી, પણ શુદ્ધ મનાય છે.

૧૬૪. यह मार्ग तो स्त्री शूद्रादिनके लीये प्रगट कीयो हय, અને શ્રીવલ્લભ પણ સ્ત્રી શૂદ્રાદિના ઉદ્ધારક સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ નામે ઓળખાય છે.

૧૬૫. લોકવેદની મર્યાદાનો ત્યાગ કરવાના અને જારભાવના ગીતો ગુરૂ અને દેવો પાસે ગવાય છે.

૧૬૬. તેવાને દારૂ જેવા અસ્પૃશ્ય, અસુર માની ચોર દેરવી चोर यथार्थ કરી તેના ખૂન કરવાનું અને ત્રિપુંડ્ર ધારીને પતિત હોવાનું મનાવાય છે. त्रिपुंड्रधारणात् विप्रः पतितः स्यान्न संशय. લખ્યુ છે.

૧૬૭. ગુરૂ, પતિત, ભ્રષ્ટ કે દુરાચરી હોય તો પણ તેને તેમ તે ગુરૂના બાપ, ભાઈ, દીકરા અને આખી ન્યાતને ગુરૂ મનાવાય છે, અને જન્મે ત્યારથીજ

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| મનાય છે | જનોઈ વિનાના પણ બધા ગુરુ મનાય છે |
| ૧૬૮ વર્ણ પ્રમાણે ભોજનાદિનો વ્યવહાર છે, અને જોડા પહેરીને એઠ અણગળથી લવાય કે ખવાય નહી | ૧૬૮ મર્જાદિઓ સમડલી વગેરેમા દરેક વર્ણના લોકો એક બીજા એક પંગતમા સાથે બેસી જમે છે અન્યોન્યના મોઢામા કોળીઆ મૂકે છે જોડા પહેરી મહાપ્રસાદની સુરણ મર્જાદીઓને ત્યા લઇ જવાય, અને પ્રેમભાવથી ખવાય છે |
| ૧૬૯ સ્ત્રીઓ પાસે અયોગ્ય સેવા લેવાનો કોઈ સંપ્રદાયાચાર્યોમા રીવાજ નથી, અને તે લોકનિંદ્ય હોઇ શિષ્ટાચાર વિરૂદ્ધ મનાય છે | ૧૬૯ શિષ્યની સ્ત્રીઓ પાસે ચરણ સેવા, તેલ મર્દનાદિની સેવા, હીંડોળે ઝુલાવવાની, ડોળમા ઝુલાવવાની, પવિત્રા ધરાવવાની, કેસરીયા સ્નાનની સેવા, દુધ આરોગવાની સેવા વગેરે અયોગ્ય સેવાઓ લેવાય છે |
| ૧૭૦ વર્ણ ક્રમાનુસાર નામોને અન્તે શર્મા, વર્મા, ગુપ્ત, દાસ લગાડવાની મર્યાદા છે | ૧૭૦ દરેક બ્રાહ્મણાદિને દાસ અને ગોસ્વામીઓના નામોને છેડે લાલ, નન્દન, ઈશ, શ્યામ વગેરે લગાડાય છે |
| ૧૭૧ કોઇ દેવો મનુષ્યોની પાસે કરગરતા નથી, તેમ કોઈ આચાર્યોએ કોઈ દેવાદિને કુવા વગેરેમા નાખી દીધા નથી. | ૧૭૧ પંચદેવોને વલ્લભાચાર્યે કુવામા નાખી દેવાથી તે દેવોએ હાથ જોડી બહાર કાઢવા બહુ વિનન્તિ કરી, ત્યારે તેમને બહાર |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| | કાઢવાનું તેમના ભાવા ગ્રંથોમાં લખ્યું છે અને તે સાચું મનાય છે. |
| ૧૭૨. રામ કૃષ્ણ દિમાં ભેદ-ભાવ મનાતો નથી. રામભક્ત કૃષ્ણને રામરૂપે જુવે છે, તેમ અન્ય દેવ ભકતો અન્ય દેવોને તત્ત્વરૂપે જુવે માને છે, તેમાં કોઇનો મતભેદ નથી. | ૧૭૨. **हमारे तो कृष्ण-कृष्ण में हुं भेद है फीर रामकृष्ण को कहा कथा कहनी.** કૃષ્ણના સ્વરૂપોમાં પણ ભેદ માને છે, તો બીજા રામ-કૃષ્ણની વાત કયાં રહી ? |
| ૧૭૩. નંદરાયના ઘરના કૃષ્ણ જનોઈ લીધા પછી મથુરામાં ગયાનુ ભાગવતમાં સ્પષ્ટ છે. | ૧૭૩. નંદરાયના ઘરના કૃષ્ણ મથુરામા ગયાજ નથી. ત્યાં તો એક કલ્પિત સ્વરૂપજ ગયું છે. નંદનંદન કૃષ્ણ તો ગોકુલમાજ હજુ રાસ ખેલે છે. |
| ૧૭૪. બ્રહ્મજ્ઞાની કે મોક્ષમાર્ગી-ઓમાં ભેદ મનાતો નથી. દરેક લોકો બ્રહ્મજ્ઞાન અને મોક્ષમાર્ગને ઇચ્છે છે. | ૧૭૪. **ब्रह्मज्ञानी मोक्ष-मार्गी स्वप्ने नही व्यवहा-रजी.** તેની જોડે સ્વપ્નમાં પણ વહેવાર રાખવો નહી. |
| ૧૭૫. દરેક મન્ત્રોના ઋષિ, છન્દ, દેવતા હોય છે. અને તોજ તે ખરો મંત્ર કહેવાય છે. | ૧૭૫. બ્રહ્મસંબંધનો કોઇ ઋષિ, દેવતા અને છંદ જેવું કંઇજ નહી. |
| ૧૭૬. મંત્રોપદેશ ગુરૂ પરંપરા પ્રમાણે થાય છે. | ૧૭૬. આ બ્રહ્મસંબંધનો મંત્રોપદેશ ફક્ત શ્રી વલ્લભાચાર્યથીજ દેવાય છે તે ગુરુ પરંપરાગત નથી. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૧૭૭. એક જ નામે દરેક સંપ્રદાય ઓળખાય છે. | ૧૭૭. પોતે વિષ્ણુસ્વામી મતાનુયાયી, રુદ્રસંપ્રદાયી કે વલ્લભમતાનુયાયી છે તેનુ કંઇ નક્કી નથી. |
| ૧૭૮. અમુક સંપ્રદાયના એક જ દેવ તેના પ્રવર્તક મનાય છે. | ૧૭૮. રૂદ્ર, વલ્લભ, પુરૂષોત્તમ, વિષ્ણુસ્વામી વગેરે મનાય છે |
| ૧૭૯. એક સંપ્રદાય અમુક સમ્પ્રદાયના નામેજ ઓળખાય છે. અમુકદ્વારા જ મંત્રોપદેશ થવો જોઇએ તેવો દુરાગ્રહ નથી. | ૧૭૯. પુષ્ટિમાર્ગ, પુષ્ટિપંથ, પુષ્ટિસંપ્રદાય વગેરે એવા અનેક નામે ઓળખાય છે પણ એ નામનો પ્રાચીન કોઇ સંપ્રદાય જ ન હતો મંત્રોપદેશ પણ સ્વતરાજ મહારાજો દ્વારાજ દેવાય છે. |
| ૧૮૦. રૂદ્રાક્ષને ઉત્તમ ફલદાયીની, વૈદિક અને પવિત્ર માનવામા આવે છે. | ૧૮૦ આશ્રય તત્ત્વ ભાસ્કરમા રૂદ્રાક્ષને શુદ્રાનો મલ લખી તેના જેવી તેને અપવિત્ર લખી છે. |
| ૧૮૧ આચાર્યો પશ્ચિમનું અનુકરણ, ગમન, વસ્ત્ર અને સેન્ટાદિનું સેવન કરતા નથી. | ૧૮૧ ગીલીદંડા, ક્રિકેટાદિ કોઇ કોઇ રમે છે, કનગોમા જાય છે, વિમાનોમા ઉડે છે, વિદેશી વસ્ત્ર, સેન્ટ વાપરે છે બાલપણ કપાવે છે. દ્રાક્ષાસવ પીયે છે. |
| ૧૮૨. કાશીને પવિત્ર ભૂમિ માનવામા આવે છે. | ૧૮૨. કાશીને સ્મશાન ભૂમિ માની અપવિત્ર માને છે. |
| ૧૮૩ શિવભક્તિ, શિવે દર્પ | ૧૮૩ તેમના ગ્રંથોમા તેની |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ભસ્મ, રૂદ્રાક્ષ, અને ત્રિપુંડ્રાદિની ઘણાં પુરાણોમા પ્રશંસા કરી છે. | ભારોભાર નિંદા કરી છે. જે ઉપર લખાઈ ગયું છે. |
| ૧૮૪. જે સંપ્રદાય જે દેવે પ્રવર્તાવ્યો હોય તે સંપ્રદાયમાં તે તે દેવનું ચિહ્ન ધારણ કરાય છે. | ૧૮૪. પુષ્ટિમાર્ગ રૂદ્ર પ્રવર્તિત હોવા છતાં તેના ભસ્મ રૂદ્રાક્ષ ત્રિપુંડ્રાદિ ચિહ્નોને તેઓ ધારણ કરતા નથી પણ ઉલટી નિન્દા કરે છે. |
| ૧૮૫. શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ બધાં પુસ્તકો પ્રમાણભૂત મનાય છે. મુખ્ય ગૌણ કોઇ નથી. | ૧૮૫. વૈ. ધ. પ. ૧૯૮૦ ના અષાડના અંકમા ૨૩૭ પાને ચિમનલાલ શાસ્ત્રી પુષ્ટિમાર્ગમાં મુખ્ય પ્રમાણગ્રંથ ભાગવતનેજ માને છે. |
| ૧૮૬. ભાગવતમાં ગાયોના લોકને ગોલોક તરીકે વર્ણવ્યો છે. | ૧૮૬. પુષ્ટિમાર્ગમાં મુખ્ય પ્રમાણગ્રંથ ભાગવતમા પણ શ્રીકૃષ્ણના લોકને ગોલોક તરીકે લખ્યો નથી, પણ વૈકુંઠ લોક નામે લખ્યો છે. |
| ૧૮૭. "શ્રીકૃષ્ણ કર્ણામૃત"માં બિલ્વમંગલ પોતાને शैवावयं नखलुतत्र विचारणीय पंचाक्षरी जपपरानितरां. શૈવ અને પંચાક્ષર મંત્ર જપ કરનાર તરીકે લખે છે. | ૧૮૭. વલ્લભાચાર્ય પોતાના ગુરૂ બિલ્વમંગલથી વિરૂદ્ધ જઇ પોતાને વૈષ્ણવ લખી નવા મંત્રનો જપ કરવા ઉપદેશે છે. |
| ૧૮૮. શ્રીકૃષ્ણને ભાગવત વગેરે બધાંય પુરાણોમાં | ૧૮૮. શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન માને છે. પણ પુરાણ |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| શ્રીવિષ્ણુના અંશાવતાર કહ્યા છે. શ્રીમદ્ ભાગવતમાં તો ૨૫ ઠેકાણે અંશાવતાર કહ્યા છે. ભૂમા ભગવાન પણ તેને અંશાવતાર કહી આજ્ઞા કરે છે. | પ્રમાણે તેમને અંશાવતાર મા-નતા નથી. |
| ૧૮૯. પોતાની જ્ઞાતિમાં ભોજનાદિ વ્યવહાર રખાય છે. અને યદિ કોઇ રીતે કોઇ જ્ઞાતિ બહિષ્કૃત ન હોય તો તેવાં ધણી ધણીયાણી એકબીજાના હાથનું ખાઇ શકે છે. | ૧૮૯. પુષ્ટિમાર્ગીય સેવામાં પુષ્ટાયેલાને પોતાની જ્ઞાતિમાં જમવા જાય તો તેને ઉપવાસ કરવા પડે, અને પોતાની સ્ત્રી પણ બ્રહ્મસંબંધી ન હોય તો તેના સ્વામી તેની રસોઇ ખાઇ ન શકે. |
| ૧૯૦. જો કોઈ મરી જાય તો તેમને સ્વજ્ઞાતિના લોકો સ્મશાન સુધી ધરેથી કાંધે ઉપા-ડીને બાળવા લઈ જઈ શકે છે. | ૧૯૦. કોઈ મહારાજ કે તેના સ્ત્રી પુત્રાદિ મરી જાય તો તેને તેના ગુમ્પા ભીતરીયાઓએ સ્મ-શાન સુધી લઈ જવા પડે છે. ગોસ્વામીઓ પ્રાયઃ ઉપાડતા નથી. |
| ૧૯૧. બધાય વેદો અને પુરાણાદિની પારાયણો થાય છે. | ૧૯૧. ફક્ત ભાગવતને જ વેદ તુલ્ય માની તેની જ પારા-યણ કરે. કરાવે છે ઈતરની નહી. |
| ૧૯૨. દરેક વૈદિક યજ્ઞો થાય છે અને શ્રૌતસ્માર્ત ગ્રન્થોક્ત કર્મો કરવા કહ્યું છે. | ૧૯૨. ફક્ત ૧ છપ્પન ભોગ જ કરાવાય છે ઇતર વૈદિક યજ્ઞો કરતા નથી. |

## સનાતન ધર્મમાં

૧૯૩. અમુક યજ્ઞમાં અમુક જ તાજી સામગ્રી લેવાય છે.

૧૯૪. ભસ્મ, રૂદ્રાક્ષ, ત્રિપુંડ્રાદધારી ગમે તે સ્પૃશ્ય હિન્દુ બધાય દેવ મંદિરોમાં દર્શને જઈ શકે છે.

૧૯૫. ગમે તે સંપ્રદાયના સ્પૃશ્ય હિન્દુઓ મંદિરોમાં દર્શને આવતાં તેમને સૌમ્યદષ્ટિથી જોવાય છે.

૧૯૬. ગીતા વગેરેમાં શ્રીકૃષ્ણ પોતાને સ્વમુખે અર્જુનને "તારા ને મારા અસંખ્ય જન્મો થયા" નું કહે છે.

૧૯૭. સ્થાપિત દેવોનાં નામ અને તેનાં શિલાલેખાદિ કદી પણ ફેરવી શકાતાં નથી. કિન્તુ વૈદિક વિધિથી પાડેલાં એનાં એજ નામાદિ કાયમ રખાય છે.

૧૯૮. શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ, સૂર્યના ભક્તો શૈવ, વૈષ્ણવ, શાક્ત, ગાણપત્ય, અને સૌર નામે પોતાને ઓળખાવે છે.

## પુષ્ટિમાર્ગમાં

૧૯૩. છપ્પન ભોગમાં ૫૬ કરતાં અસંખ્ય ઘણા દિવસની વાસી સામગ્રી ધરાવાય છે.

૧૯૪. તેવો શૈવ જો પુષ્ટિ મંદિરમા આવે અને તેને જો અડકાઈ જવાય તો સ્નાન કરવું પડે, તેની છાયા પણ ન લેવાય.

૧૯૫. શૈવાદિ સ્વેતર સંપ્રદાયીને વક્રદષ્ટિથી અને તિરસ્કાર બુદ્ધિથી જોવાય છે.

૧૯૬. શ્રીકૃષ્ણને જન્મ મરણ વગરના જ માને છે.

૧૯૭. વેદોક્ત વિધિથી સ્થાપિત દેવોનાં નામ બદલી શકાય છે, અને તેના શિલાલેખાદિ પણ ફેંકી દેવાય છે, અને સ્વાનુકૂલ તે દેવોના નામ અને શિલાલેખાદિ ફેરવી શકાય છે.

૧૯૮. પોતે પંચદેવોના ભક્ત ન છતાં અને વિષ્ણુને સગુણ માનતાં છતાં પોતાને વૈષ્ણવ લખે છે, પણ પોતાને ખરી રીતે તેઓ ચૌષ્ટ કે બાલકાર્ષિ લખતા નથી.

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૨૧૨. દરેક સંપ્રદાયમાં આચાર્યના કોઇ ગુરુ હોય છે, અને ગુરુ પરંપરાગતજ મંત્ર લેવાય છે. | ૨૧૨. વલ્લભાચાર્યને ગુરુ હોયજ નહી એમ "પુ. મા. ગુ. ૫. ૫." માં કોટાવાળા લખે છે. |
| ૨૧૩. મૃદુ અને ઝટ ખાઇ શકાય તેવી સામગ્રી નૈવેદ્યમાં ધરાય છે. | ૨૧૩. કોઇના માથામાં મારી હોય તો માથું ફૂટે, અને હથોડેથી તુટે તેવી વાસી ઠોર વગેરે સામગ્રી પણ ક્વચિત્ ધરાવાય છે. |
| ૨૧૪. વધુ પડતી સંતતિ થઇ ગઇ હોય તો વિધુર થયા પછી ૫૦ વર્ષે બીજી સ્ત્રી કરવી નિંદ્ય છે. | ૨૧૪. ગુંસાઇજીની સ્ત્રી ૧૮ સંતાન થયા પછી ૧૦ જીવતાં મૂકીને મરી ગઇ છતાં બીજીવાર ગુંસાઇજી ૫૦ વર્ષે પરણ્યા હતા. |
| ૨૧૫. કોઇ દેવોને કે તેના અનુયાયીઓને નિન્દનારા આસુરી જીવો લેખાય છે. દૈવી જીવો કોઇને નિન્દે જ નહી એમ મનાય છે. | ૨૧૫. અણુભાષ્ય,વિદ્વન્મંડન, અવતારવાદાવલિ વગેરેમાં શંકરાચાર્ય અને શિવ, પાર્વતી વગેરેને નિંદ્યા છે અને તેના અનુયાયીઓને પણ અસુર, રાક્ષસ, વગેરે શબ્દોથી નિન્દ્યા છે. |
| ૨૧૬. કોઇએ પોતાના કુળને નિષ્કલંક છે એમ લખ્યું નથી. | ૨૧૫. પોતાના કુલને નિષ્કલંક લખે છે **अस्मत्कुलं निष्कलंकं** છતા ગો૦ દામોદર વગેરે જેવા પેદા થાય છે. |
| ૨૧૭. જીવોની સૃષ્ટિમાં મનુષ્ય સૃષ્ટિ વગેરે બ્રહ્માની સૃષ્ટિ જ મનાય છે. | ૨૧૭. પુષ્ટિ જીવોની સૃષ્ટિને બ્રહ્માની સૃષ્ટિથી પણ ભિન્ન માને છે. |
| ૨૧૮. સગુણ–વિષ્ણુના ઉપા- | ૨૧૮. **सगुणोपासका पत्र** |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| સહુ બધા વૈષ્ણવ મનાય છે. શ્રીકૃષ્ણ રામાદિ પણ વિષ્ણુના જ અવતાર મનાય છે તેથી તેના ભક્તો પણ વૈષ્ણવજ કહેવાય છે. | **वैष्णवा वोध्या न तु पुरुषोत्तमोपासकाः** વે. ચિ. ટિપ્પણી, આ વચનથી પુરૂષોત્તમોપાસક વૈષ્ણવ ન જ કહેવાય, તેથી તેઓ ભગવદીય કહેવાય છે. |
| ૨૧૯. શ્રીકૃષ્ણની સુરત ક્રીડાનું વર્ણન કે શ્રવણ કરવું એ માતાપિતાના સુરત ક્રીડાના વર્ણન શ્રવણ કરવા બરોબર મનાય છે. | ૨૧૯. શ્રીકૃષ્ણ અને રાધિકાનું સુરત ક્રીડાનું શ્રવણ, વર્ણન, સ્તવન, છુટથી થાય છે અને તેવા પદો ગવાય છે. વાંચો વિઠ્ઠલેશજીકૃત **निकुंज विलास** અને દયારામની કવિતાઓ. |
| ૨૨૦. કોઇ સંપ્રદાયના મંદિરોને નિંદ્ય શબ્દોથી ક્યાય લખાયાં જણાયા નથી. | ૨૨૦. હવેલીઓ માટે વેશ્યાવાડા અને કુટ્ટણખાનાં છે એવા શબ્દો અનેક "પોક્ષાદિ" પત્રોમાં વપરાયા છે. |
| ૨૨૧. વૈદિક વિષ્ણુ મૂર્તિ પૂજાય છે. | ૨૨૧. અવૈદિક બાળકૃષ્ણને પૂજાય-પૂજાવાય છે. |
| ૨૨૨. દરેક સંપ્રદાયમાં પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય કરનાર જ આચાર્ય મનાય છે. | ૨૨૨. ફક્ત આપું અણુભાષ્ય જ લખનાર આચાર્ય ગણાવાય છે |
| ૨૨૩. સ્ત્રી સમર્પણ કરવાનું કોઇ સંપ્રદાયમા નથી. | ૨૨૩. પોતાના ભોગવ્યા પહેલાં ગુરુદ્વારા સ્ત્રી સમર્પણ થાય છે. |
| ૨૨૪. દરેક સંપ્રદાયમાં એકેક જ ભાષ્ય હોય છે અને | ૨૨૪. અણુભાષ્ય નામે મધ્યમા પણ ૧ ભાષ્ય છે, અને |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૨૭૩. મૂર્તિ પૂજાવાદ પ્રચલિત છે. | ૨૭૩. વસ્ત્ર સેવાવાદ મનાય છે, અને વસ્ત્રની પણ સેવા થાય છે, તેવું પુસ્તક પણ છે. આ બુદ્ધનું અનુકરણ છે. વાસ્તવિક પ્રચ્છન્ન બૌદ્ધ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોજ છે. |
| ૨૭૪. સ્ત્રીઓ પરમાત્માને સ્વેષ્ટ દેવની ભાવનાથી પૂજા કરે છે, અને ધ્યાન કરે છે. | ૨૭૪. સાધન દીપિકામાં "વિધવા સ્ત્રીએ શ્રીકૃષ્ણની બાલ ભાવથી અને સૌભાગ્યવતીએ ભર્તૃભાવથી સેવા કરવી" એમ લખ્યું છે. |
| ૨૭૫. પૂજાનો પ્રકાર, ભાવના પ્રધાન હોય છે. | ૨૭૫. સેવાક્રમ પ્રાયઃ આકર્ષક નાટય પ્રધાન છે. |
| ૨૭૬. બહારથી દેવગૃહોનો દેખાવ દેવાલય જેવોજ હોય છે. | ૨૭૬. બહારથી મંદિરોનો દેખાવ સાધારણ રહેવાના ઘરો કે ધનવાનોની હવેલી જેવોજ દેખાય છે. |
| ૨૭૭. પોતાની દેવસેવા પોતાના જમાઇ કે તેની જ્ઞાતિ કે પક્ષના સંબંધીઓ પણ કરી શકે છે. | ૨૭૭. પોતાની ઠાકુર સેવા પોતે ગોસ્વામીઓ અથવા પગારદાર મુખીયાજ કરી શકે, પણ જમાઇ કે તેના સંબંધી નજ કરી શકે. |
| ૨૭૮. વૈદિક વિધિથી સ્થાપિત મૂર્તિઓના સ્થાનો ફેરવી શકાતાં નથી. | ૨૭૮. શ્રીનાથજી અને બીજાં સ્વરૂપોને ઘણે સ્થળે સ્થાપ્યાં અને ત્યાંથી બીજે સ્થાને લઈ જવાયાં છે, અને તેમાં દોષ મનાતો નથી. |

## સનાતન ધર્મમાં

૨૭૯ દરેક સમ્પ્રદાયોમા સ્વ વર્ણ ધર્મકર્માનુસાર પ્રભુભક્તિ અને મન્ત્ર-જપ સત્ર વર્ણી અને અવર્ણી કરે તેવુ શાસ્ત્રાધારે મનાય છે અને તેથીજ તેનો ઉદ્ધાર થાય છે

૨૮૦ બીજા આચાર્યો દરેક-નો ઉદ્ધાર કરવાનુ સ્વસમ્પ્રદાયમા જણાવે છે અને તેઓ દરેક લે ના ઉદ્ધારક મનાય છે

૨૮૧ મૂર્તિઓને કદાચ કેસર સ્નાન થય છે, પણ ગુરૂઓને થતુ નથી

૨૮૨ સ્થાપિત અચલ મૂર્તિ વાળા બધા દેવાલયો જુદાજ હોય છે ઘરોમા મોટી મૂર્તિઓ પૂજ-વાની મના કરેલી છે

૨૮૩ અધિકાર પ્રમાણે દેવ મદિરોમા જવાય છે અસ્પૃશ્ય અને અહિન્દુ માટે નિષેધ છે

## પુષ્ટિમાર્ગમાં

૨૭૯ સ્રી શદ્રોના ઉદ્ધાર માટે શરણ મન્ત્ર અને નિવેદન મન્ત્ર યોગ્યતા છે તે વિના તેનો ઉદ્ધાર નથી, એમ મનાય છે મન્ત્ર બધા વર્ણ માટે એકજ અપાય છે

૨૮૦ સ્રી શદ્રાદ્યુદ્ધૃતિ ક્ષમ એવુ શ્રી વલ્લભાચાર્યનુ નામ છે તેથી તેઓ સ્રી, શદ્ર, ઢેડ, ભગી, ચમાર, યવનાદિના ઉદ્ધારક મનાય છે અન્યથા ઉદ્ધારક નહિ મનાતા હોય?

૨૮૧ શ્રી પુરૂષોત્તમ ગુરૂને તથા શ્રી ગોકુલેશ પ્રભુના મદિર મા શ્રીગાદીજીને પણ કેસર સ્નાન થાય છે, અને પાદુકાને પણ થાય છે

૨૮૨. પુષ્ટિ વૈષ્ણવોના સઘળાય ઘરોને મદિરો માને છે, છતા તેઓ બીજા પુષ્ટિ મદિરોમા પણ જાય છે

૨૮૩ "તાજ શ્રીનાથજીના દરેક સમયના દર્શન કરવાનુ ચૂકતી નહી" તેથી તેમા દરેકનો પ્રવેશ જણાય છે

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૨૮૪. તીર્થ જલમા અધિકારી સ્પૃશ્ય હિન્દુઓજ સ્નાન કરી શકે છે. ( નદીઓ શિવાય ) | ૨૮૪ રસખાનજીએ ગોવિન્દ કુન્ડમા સ્નાન કર્યું અને ગુસાંઈજીની પાસે આવ્યા ત્યારે તેમણે અષ્ટાક્ષર મન્ત્રનું દાન દઈ શ્રીનાથજીની ઝાખી પણ કરાવી. |
| ૨૮૫ દરેક આચાર્યો અમુક દેવોના અવતાર મનાય છે, પરન્તુ વસ્તુત તેવા દેવસ્વરૂપે મનાતા પૂજાતા નથી સ્વરૂપે તો હોય તેવાજ વર્ણવ્યા છે | ૨૮૫ શ્રી વલ્લભાચાર્યને સાક્ષાત્ કૃષ્ણ, અગ્નિ, ચતુર્ભુજ રૂપે અને રુદ્રરૂપે પણ વર્ણવ્યા છે |
| ૨૮૬ ખરા આચાર્યો સીવેલા વસ્ત્રો પહેરતા નથી સેવા પૂજા વખતે તો સ્પષ્ટ નિષેધજ છે | ૨૮૬ સીવેલા વસ્ત્રોજ બધાય પહેરે છે, અને સેવા વખતે પણ પહેરાય છે |
| ૨૮૭ ઇશ્વર જોડે માનસિક સબધ થયા પછી તે તેનોજ મનાય છે તે ભક્ત પણ મનુ ઈશ્વરાર્પણજ કરે છે, અને પ્રભુ પણ તે સ્વીકારે છે | ૨૮૭ બ્રહ્મસબધ કરાવ્યા પછી પણ આત્મ નિવેદનના જુદા મન્ત્રની ઉપાધિ રહે છે. નિવેદન લીધા વિના પ્રભુ તેની સેવા સ્વીકારતા નથી |
| ૨૮૮ કોઈ પણ મન્ત્ર દીક્ષા લેનાર તે મન્ત્ર ઉચ્ચારે બોલી શકે ત્યારેજ તે દઇ શકાય છે. | ૨૮૮. બ્રહ્મસબધ મન્ત્ર ૧૧ મે દિવસથી બાળકને અપાય છે કે જ્યારે તેને કશુ ભાન પણ હોતુ નથી, તેમ તેમા શાસ્ત્રાધાર પણ નથી |
| ૨૮૯. તે ગાયત્રી મન્ત્ર વિના મન્ત્ર દીક્ષા તેની ગમે તે યોગ્ય | ૨૮૯. નિવેદન મન્ત્ર પરણેલાજ લઈ શકે છે. વહેરા કે |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ઉમરે લઈ શકાય છે. ( દ્વિજને તો ગાયત્રી મંત્ર લીધા પછીજ તે લેવાય છે. ) | વિધુર તે દીક્ષા લઈ શકે નહીં. |
| ૨૯૦. દંડાકાર તિલક (॥) કોઇ શાસ્ત્રમા નથી, અને કોઈ ઇતિહાસમા પણ દેખાતુ નથી. ( ગોકુલેશપંથી સિવાય ) | ૨૯૦. (॥) દંડાકાર તિલકને શાસ્ત્ર પુરાણ સિદ્ધ શ્રીનાથજીને ઘણુ પ્રિય ને પ્રાચીન હોવાનું પુષ્ટિમાર્ગ ઇતિહાસમા લખે છે. |
| ૨૯૧ દાસ જગદ્‌ગુરુ લખાવી શકતો નથી, કારણકે જગદ્‌ગુરૂ તો શ્રીકૃષ્ણ કે શંકરજ છે. દાસ, રાજા નજ કહી શકે, યા લખાવી શકે | ૨૯૧. વલ્લભાચાર્ય પોતાને કૃષ્ણના દાસ લખે છે. દાસ પોતાના ગુરૂ શ્રીકૃષ્ણના જગદ્‌ગુરુ પદને લાયક નથી, છતા તેમ લખાય છે દાસ રાજાની બરોબરી નજ કરી શકે, તેમ કરનાર પોતે દાસ પણ નજ કહેવાય. |
| ૨૯૨. કોઇ સંપ્રદાયમા સ્ત્રીઓ ગુરૂ થઇ કે મનાયાનુ જણાતુ નથી. | ૨૯૨. ગોપીકાઓ અને કૌડિન્ય પણ ગુરૂ તરીકે મનાય છે. **गोपिका गुरवः प्रोक्ता** |
| ૨૯૩. કોઇ પણ વસ્તુ ઇશ્વરાર્પણ કરીને લઇ શકાય છે. | ૨૯૩. નિવેદન દીક્ષા લેનારો જ પ્રભુને સમર્પણ કરી, ગુરૂને ધરીને તે વસ્તુ લઈ શકે છે. |
| ૨૯૪. કોઇ પણ સંપ્રદાયમા પ્રભુને બાયડી છોકરા દેવાના મંત્રો નથી, અને પરણ્યા પછી પોતે ભોગવ્યા પહેલા ગુરદ્વારા સ્ત્રીઓનુ સમર્પણ પણ નથી | ૨૯૪. પોતાના ભોગવ્યા પહેલા લગ્ન કરેલી સ્ત્રી અને પુત્રાદિ પણ પ્રભુને ગુરૂદ્વારા ધરીને ઉપભોગમા લેવાનુ ફરમાન છે. |

## સનાતન ધર્મમાં

૨૯૫. વાલ્મીકી ઋષીને બ્રાહ્મણ માને છે અને વા. ગ. મા વાલ્મિકી ઋષિ પોતે પણ **प्रचेतसोऽहं दशम पुत्रो राघवनन्दन।** હે રામચંદ્ર હું પ્રચેતસનો (બ્રહ્મપુત્રનો) દશમો પુત્ર છુ એમ સાફ કહે છે.

૨૯ પશુ પક્ષીઓને મંત્ર દીક્ષા અપાતી નથી અને તેવુ કયાય જોવામા કે વાચવામા આવતુ નથી

૨૯૭. સન્યાસ ધર્મની કયાય નિન્દા જોવામા આવતી નથી ઉલટી सन्यासे सर्वथा सुखम् ઋણ કૈડી मनोमोक्षे निवेशा येत्‌કરીને તેની પ્રશંસા લખી છે.

૨૯૮ શુદ્રોને વૈદિક યજ્ઞોનો અધિકાર નથી

૨૯૯ દરેક સંપ્રદાયો વૈદિક હોય સર્વજનોના ઉદ્ધાર માટે અધિકાર પ્રમાણે હોય છે.

## પુષ્ટિમાર્ગમાં

૨૯૫. स्मरणस्यतु वाल्मीकेः सहि चांडाल पथ मार्गघातक . સુબોધીની ૮-૩૩-૬ તે વાલ્મિક વાટપાડુ ચાંડાલ હતા એમ વલ્લભાચાર્ય કહે છે પૃ ૧૧૯ (વલ્લભચરિત્ર ત્રીજી આવૃત્તિમાંથી ઉતારો).

૨૯૬. "શ્રી વલ્લભે મંદાર મધુસૂદનમા એક મૃગના બાળકને પોતાના પગના અંગુઠાનુ પાન કરાવી જીવાડીને પછી તેને શરણ મંત્ર અને પૂર્વની સ્મૃતિ આપી પૃ ૨૦૧.

૨૮૭ વેદનો ઉત્તરકાંડ ખારી જમીન જેવો નકામો છે, અને સન્યાસ તો આંધળા લૂલાઓએ ગ્રહણ કરવાનો છે પૃ ૩૩૬ (નિબંધદર્શનમા દીક્ષીતનુ પણ તેમજ કહેવુ છે)

૨૮૮. પુરુષોત્તમદાસને પ્રયાગમા "જ્યોતિષ્ટોમ યજ્ઞની આજ્ઞા આપી પૃ ૮૪૯

૨૯૯. દામોદરદાસ ને માટે જ આ પુષ્ટિમાર્ગ સ્થાપ્યો છે પૃ ૩૬૮ (દમલા યે માર્ગ તેરે લીયે હૈ)

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૩૦૦. સન્યાસનો અધિકાર બ્રાહ્મણોને જ શાસ્ત્રમાં બતાવ્યો છે **બ્રાહ્મણઃ પ્રવ્રજેત્.** | ૩૦૦. દામોદરદાસ ઈત્યાદીએ સન્યાસ લેવાની ઇચ્છા જણાવી પણ શ્રી વલ્લભે તેને ભાગવત સન્યાસ લેવા દા પાડી. |
| ૩૦૧. સ્ત્રીઓ ગુરૂ થઈ શકતી નથી અને તેવા દાખલાઓ મળી આવતા નથી કે જેમા પુરૂષોની ગુરૂ સ્ત્રી થઇ હોય. | ૩૦૧. ગોપીકાઓને ગુરૂ માનવામાં આવે છે અને પુરૂષોએ પણ સખી કે ગોપી રૂપેજ સેવા કરવાનું હોય છે. |
| ૩૦૨. ભક્તિ, ઉપાસનાનું ફલ મોક્ષ અને અપુનરાવર્તન છે. | ૩૦૨. શ્રીકૃષ્ણના અધરામૃતનું પાન અને તેની જોડે અખંડ પ્રેમ સુખ તેજ મોક્ષ, છતાં ઇશ્વરેચ્છાથી તેનાથી પુનઃ સંસારમાં પણ અવાય છે. |
| ૩૦૩. વૈદિક માર્ગાનુસાર ચાલવાથી જ માણસોનો ઉદ્ધાર થાય છે એવું મનાય છે. | ૩૦૩. વેદથી ઉદ્ધાર થાય તેવો સિદ્ધાન્ત હિન્દુ ધર્મમાં હેજ નહી, તે જમાનો વહી ગયો. |
| ૩૦૪. ધર્માર્થ કામ મોક્ષ એમ ચાર જ પુરૂષાર્થો મનાય છે બીજાનો તેમાં અન્તર્ભાવ થાય છે. | ૩૦૪. ચાર ઉપરાંત ભક્તિ નામના પાંચમા પુરૂષાર્થને જ માને છે. |
| ૩૦૫. વર્ણાશ્રમ ધર્મ પાલનની ખાસ આવશ્યકતા દર્શાવવામાં આવી છે. | ૩૦૫. વર્ણાશ્રમ ધર્મ નાશ પામ્યો છે માટે તે પાળવાની જરૂર નથી એમ ઠેકઠેકાણે લખ્યું છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૩૦૬. વેદ, સ્મૃતિ, પુરાણાદિને મોક્ષ માટે ઉપયોગી બતાવ્યાં છે. | ૩૦૬. વેદ, સ્મૃતિ, પુરાણાદિ મોક્ષ માટે નિરૂપયોગી થઈ ગયા છે એમ માને છે. |
| ૩૦૭. વર્ણાશ્રમ ધર્મમા રહી ભક્તિ થઈ શકે છે. | ૩૦૭. ભક્તિમાર્ગને વર્ણાશ્રમ ધર્મ સાથે કાંઇ પણ સંબંધ નથી એમ વલ્લભાચાર્ય કહે છે. |
| ૩૦૮. સન્યાસમા અને નિવૃત્તિમાર્ગમાજ સર્વ બાહ્યધર્મોના ત્યાગનો વિધિ છે. | ૩૦૮. વિચારપૂર્વક વર્ણાશ્રમધર્મ તેમજ અન્ય ધર્મના ત્યાગનો વિધિ શ્રીવલ્લભે ૧. સ્કંધ ૫ મા અ. ના ૧૧ મા શ્લોકમા કહ્યો છે. |
| ૩૦૯. વર્ણાશ્રમધર્મના પાલનથી હાનીને બદલે લાભ મળે છે. | ૩૦૯. પુષ્ટિમાર્ગમા વર્ણાશ્રમધર્મના પાલનથી અને તેમા દોરવાથી મોટી અવર્ણનીય હાની થાય છે. પાલન કરવાનુ કહેવું એ પણ શ્રીવલ્લભના ઉપદેશની વિરૂદ્ધ છે |
| ૩૧૦. વર્ણાશ્રમ ધર્મ વેદમાર્ગનું અંગ છે અને તેના પાલનથી સિદ્ધિ મળે છે. **સ્વકર્મણાતમભ્યર્ચ્ય સિદ્ધિ વિન્દતિમાનવ** । ગીતા. | ૩૧૦ વેદમાર્ગથી પુષ્ટિમાર્ગ તદન ભિન્ન છે. વર્ણાશ્રમ ધર્મ પાલનથી અધઃપાત થાય છે. |
| ૩૧૧. જીવોની સૃષ્ટિમા મતભેદ નથી. | ૩૧૧ વેદમાર્ગના જીવોથી પુષ્ટિમાર્ગના જીવોની ઉત્પત્તિ જુદે જુદે પ્રકારે છે. |

## સનાતન ધર્મમાં

૩૧૨ વૈદિકમાર્ગાવલંબીને શાસ્ત્રોક્ત ફલ મળે છે

૩૧૩ દરેક સંપ્રદાયના જીવો સમાન છે ફક્ત દેહોમા ઉચ્ચ-નીચાદિ ભેદભાવ મનાય છે

૩૧૪. વૈદિક માર્ગ ઉત્તમ મનાય છે.

૩૧૫ વિધિ નિષેધની આવશ્યક્તા ઉપર ભાર મૂકવામા આવ્યો છે.

૩૧૬. વર્ણાશ્રમધર્મના પાલન માટે ખાસ ભાર મૂકવામા આવ્યો છે

૩૧૭ લક્ષ્મીપતિ નારાયણ અને લક્ષ્મીને સર્વ લોકો પૂજે માને છે

૩૧૮. કેઇ પણ સ્પૃશ્ય હિન્દુઓના વૈદિક દેવોની યાત્રાએ જાય છે.

૩૧૯ આખુ ભાગવત પ્રમાણ મનાય છે.

૩૨૦. ગમે તેવા દેવોના

## પુષ્ટિમાર્ગમાં

૩૧૨ પુષ્ટિમાર્ગિય જીવોનુ ફળ પણ વૈદિકોના ફલોથી જુદૂં જ છે

૩૧૩ પુષ્ટિમાર્ગિય જીવો વૈદિકમાર્ગી જીવો કરતા શ્રેષ્ઠ છે, કારણકે તેનો સ્વધર્મ જુદો છે.

૩૧૪. વૈદિક માર્ગને પીનલ કોડ જેવો ગણે છે

૩૧૫. વિધિ નિષેધની જરૂર સ્વીકારાતી નથી

૩૧૬. પુષ્ટિમાર્ગીઓને વર્ણાશ્રમધર્મનુ પાલન કરવાનુ કહેવામા આવે છે, તેથી તેમનુ હિત બહુજ દુ ખાય છે.

૩૧૭ લક્ષ્મીનારાયણનુ પૂજન કે નમન થાયજ નહિ, કરે તો અન્યાશ્રય થઇ જાય.

૩૧૮. બીજા દેવોની યાત્રાએ જવાથી અન્યાશ્રય અને હાની થાય છે, તેથી જવાય નહિ

૩૧૯. સમાધિ ભાષાનેજ પ્રમાણ માને છે.

૩૨૦ બાલકૃષ્ણના કે ગોકુલ

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૩૪૩ सम्प्रदाय विहीनाये मन्त्रास्ते निष्फला मता । अत कलौ भविष्यन्ति चत्वार संप्रदायिन । સપ્રદાય વિનાના મ ત્રો નિષ્ફળ છે તેથી ૪ સપ્રદાય પ્રવર્તક આચાર્યો કલિમા થશે श्री ब्रह्म रुद्रसनका वैष्णवा क्षिति पावना । चत्वारस्ते कलौ- भाव्या सम्प्रदाय प્રवर्तका ॥ શ્રીથી રામાનુજ, બ્રહ્માથી મધ્વ, રુદ્રથી વિષ્ણુસ્વામી અને સનકાદિથી નિમ્બાર્ક એમ ચાર સપ્રદાય પ્રવર્તક આચાર્યો કલિમા થશે કલિમા રુદ્રથી પ્રવર્તિત વિષ્ણુ સ્વામીનો સપ્રદાય અને તેની ગાદી વિરક્ત સ યાસીની છે તેની ઉપર સન્યાસી જ આચાર્ય થઈ શકે છે કોઈ ગૃહસ્થી આચાર્ય થઈ શકે તેવુ (દેવો ` ઋષિને છોડીને) શાસ્ત્રમા પ્રમાણ નથી | ૩૪૩ સપ્રદાય પરપરાગત મન્ત્રદીક્ષા નથી કારણ કે વિષ્ણુ સ્વામી પાસેથી કોઈ મ ત્રદીક્ષા શ્રી વલ્લભાચાર્યજીએ લીધાનુ પ્રમાણ મળતું નથી પરન્તુ श्रावणस्यामले पक्षे એ શ્લોકમા લખ્યા પ્રમાણે શ્રી કૃષ્ણને જ બ્રહ્મસ બધ દીક્ષા આપી છે ગુરુ પર પરા માટે મતાન્તરો છે ૧ શ્રીનાથથી માને છે ૨ પુરુષોત્તમ, પુરુષોત્તમથી ગુરુ પરપરા માને છે અને દસપ્રદી છે |
| ૩૪૪ સનાતન ધર્મના સપ્રદાયોમા ઇન્દ્રિય દમન છે | ૩૪૪ પુષ્ટિમાર્ગમા ઇન્દ્રિય-દમન નથી પણ ઇન્દ્રિય નિરોધ છે |
| ૩૪૫ અન્નકૂટોત્સવમા તિથિ નક્ષત્રાદિનો વિધિ છે | ૩૪૫ अन्नकूटोत्सवे तिथि नक्षत्रादीनांनानुरोध । |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૩૪૬. પૂજા એટલે શ્રુતિ પ્રમાણ અર્થાત શાસ્ત્રે બાંધેલી મર્યાદા પ્રમાણે સિમાબદ્ધ હોય છે તે, એટલે ત્યા મર્યાદાને પ્રાધાન્ય આપવામા આવે છે. | ૩૪૬. સેવામાં તેવું કશુ હોતું નથી સેવામાં મુખ્ય વસ્તુ સ્નેહજ હોય છે. |
| ૩૪૭. પોતે સ્ત્રી હોય તો સ્ત્રી રૂપે અને પુરુષ હોય તો પુરૂષ રૂપે ઇશ્વરની સેવા, પૂજા, અને ભક્તિ થાય છે. | ૩૪૭. એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી મારે બીજો રે અર્થાત્ સ્ત્રી કે પુરુષ પતિવ્રતા ધણીયાણી તરીકે શ્રી કૃષ્ણને સેવે છે, |
| ૩૪૮. જનોઇને મુખ્ય પવિત્ર ગણ્યું છે. | ૩૪૮. કંઠીમા હજારો જનોઇ કરતા વધારે શક્તી માને છે. |
| ૩૪૯. મરણ પછી શોક પ્રદર્શિત કરવાની પ્રથા છે. | ૩૪૯. પુષ્ટિમાર્ગમાં શોક પ્રદર્શિત કરવાની પ્રથા નથી. |
| ૩૫૦. પૂજા માર્ગ કહેવાય છે. | ૩૫૦. સેવા માર્ગ કહેવાય છે. |
| ૩૫૧. સર્વ દેવને નમન કરી શકાય છે. | ૩૫૧. અન્ય દેવ દેવીને નમન કરવાથી અન્યાશ્રય દોષ લાગે ને આસુર થવાય. |
| ૩૫૨. કૃષ્ણમાં ભેદ મનાતો નથી. પણ કૃષ્ણનું સ્વરૂપ એકજ મનાય છે. | ૩૫૨. કૃષ્ણ તો કેવલ સ્વરૂપ લીલા કરે છે. ભૂભાર હરણ કરણાદિ પોતાની એકલા દ્વારા કરેછે. |
| ૩૫૩. સ્મૃતિઓનો ત્યાગ કરવાનું નથી પણ પ્રમાણ ભૂત માનવાનું છે. | ૩૫૩. શ્રીહરિરાયજીએ સ્મૃતિનો ત્યાગ કરવાનું કહ્યું છે. (સ્માર્તત્વના ભયથી) |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૩૫૪. સૂર્ય ચન્દ્રાદિ ગ્રહો વૈદિક છે સૃષ્ટિના ઉત્પત્તિ કાળથી છે. **सूर्याचन्द्रमसौ-धातायथापूर्वमकल्पयत्** અને આખી દુનીયા તેને માને છે. | ૩૫૪. સૂર્ય ચન્દ્રાદિ ૯ ગ્રહોને પાછળથી થયેલા માને છે, પુષ્ટિમાર્ગિઓ તે જડ [?] ગ્રહોને માનતા નથી. માનવાની મના કરી છે. |
| ૩૫૫ ગ્રહોની પૂજા, જપ, દાન કરવાથી દુઃખ દૂર થવાનું માને છે. અને તેથી તે બધુ કરાયછે. | ૩૫૫. ગ્રહોકંઈ પણ સુખ, દુઃખ આપી શકતા નથી એમ માને છે. |
| ૩૫૬. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર શાસ્ત્રપ્રતિપાદિત પુરષાર્થો મનાય છે. | ૩૫૬. હરિનું દાસ્ય એ ધર્મ હરિ એજ અર્થ, હરિના દર્શનની ઇચ્છા એ કામ કૃષ્ણના થઇને રહેવું એજ મોક્ષ. |
| ૩૫૭. અગ્નિહોત્રાદિકની આવશ્યકતા કહી છે અને તે ઘણા લોકો આજ પણ સેવે છે. | ૩૫૭. ભક્તિમાર્ગમા અગ્નિહોત્રાદિકની આવશ્યકતા ધારવી એ નૈષ્ઠિક બ્રહ્મચારીને કે સંન્યાસીને સ્ત્રીની આવશ્યકતા ધારવા બરાબર છે. |
| ૩૫૮. મૂર્તિપ્રતિષ્ઠાની આવશ્યકતા છે. કારણ કે તે વૈદિકી પ્રતિષ્ઠા કહેવાય છે. | ૩૫૮. પુષ્ટિમાર્ગમાં મૂર્તિને વિષે પ્રતિષ્ઠા કરવાની જરૂરજ નથી તેથી તે થતી નથી. |
| ૩૫૯. અધિકારી પરત્વે અને વર્ણ પરત્વે મન્ત્રોમા ભેદ છે. | ૩૫૯. મનુષ્યમાત્ર માટે એકજ સરખા મંત્રછે. |
| ૩૬૦. અવૈદિક બીજી કોમની કન્યા લાવે તો જ્ઞાતિબહાર થવાય | ૩૬૦. પુષ્ટિમાર્ગીય કેટલાક વણિકો હિન્દુથી ભિન્ન શ્રાવકની |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| છે. તેથી ધર્માન્તર થાય છે. અને વર્ણાશ્રમ ધર્મ અને સિદ્ધાન્તને બાધ આવે છે. માટે તેની મના છે. | કન્યા લાવે છે તેથી તે માર્ગમાં વર્ણાશ્રમ ધર્મ નથી. |
| ૩૬૧. કેસરી ચંદનાદિનું અને સુગંધી શુદ્ધ વસ્તુનું તિલક કરાય છે. અશુદ્ધ વસ્તુનું નહી. કુંકુમનો અર્થ પણ કેસર થાય છે અન્યાર્થક કુંકુમ શબ્દ પ્રાચીન નથી, તેમ શાસ્ત્રમાં પણ તેનું વિધાન નથી. | ૩૬૧. હલદર અને ચૂના વગેરેથી બનતા કંકુનું, તિલક કરવાનો શિષ્ટાચાર છે, कुंकुमरचितस्योर्ध्वपुंड्रस्य शिष्टाचारो जरीजृंभते । |
| ૩૬૨. પુરાણ, સ્મૃતિ અને શ્રુતિનું ઉત્તરોત્તર વધુ પ્રામાણ્ય મનાય છે. | ૩૬૨. સ્મૃતિ કરતાં પુરાણોને તેમાં પણ ભાગવતને વધારે બળવાન માને છે. |
| ૩૬૩. સ્મૃત્યુક્ત કર્મો કરવાનું ખાસ વિધાન છે. | ૩૬૩. સ્મૃત્યુક્ત કર્મોના ત્યાગ કરવાના કારણો રજુ કરે છે. |
| ૩૬૪. ઉપાસના માર્ગ કિંવા પૂજન માર્ગનો એક સિદ્ધાન્ત છે કે શાસ્ત્રોક્ત યથાવિધિ મૂર્તિની પૂજા-અર્ચા કરવી. | ૩૬૪. ભક્તિમાર્ગ તે વિધિને માનતો નથી. તેઓ ભક્તિમાર્ગિય સ્વતંત્ર સેવા પ્રણાલીનો આશ્રય માને મનાવે છે. |
| ૩૬૫. શાસ્ત્રોક્ત રીતીથી પૂજાવિધિ થાય છે. | ૩૬૫. પલનાં, હિંડોલા, નાવ, ફૂલમંડલિ, સાંઝી, છકી વગેરેથી સેવા થાય છે. |
| ૩૬૬. સ્વકર્મ ધર્માનુસાર વર્તનથી તરી જવાય છે. | ૩૬૬. પુષ્ટિ ભક્તિ વિના તરાયજ નહિ. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૩૬૭. પવિત્ર વસ્તુઓજ દેવકાર્યમા લેવાય છે. અપવિત્ર વસ્તુ તામસિક મનાય છે. | ૩૬૭. કસ્તુરી (મૃગની ડુંટીનો મેલ) અંબર (મચ્છ મચ્છના મોઢાનાં ફીણ) મીણ વગેરે પવિત્ર મનાય છે, અને તેનો ખાસ ઉપયોગ થાય છે. |
| ૩૬૮. પ્રતીકોપાસનાથી મોક્ષપ્રાપ્તિ થવાનું વૈદિક પૂજામાર્ગમાં મનાય છે. | ૩૬૮. ભક્તિમાર્ગમાં પ્રતીકોપાસના નથી અને તેને માનવાની સાફ મનાઈ છે. |
| ૩૬૯. ज्ञानादेव तु कैवल्यं। ऋतेज्ञानान्नमुक्तिः જ્ઞાનથીજ મોક્ષ, જ્ઞાન વિના મુક્તિ થતી નથી. | ૩૬૯. ભક્તિથી મોક્ષ મને છે જ્ઞાન વૈરાગ્યથી મોક્ષ મનાતો નથી |
| ૩૭૦. હરિહર બંને જણા મોક્ષ દઈ શકે છે. તેના અનેક પ્રમાણો પુરાણાદિમાં છે. | ૩૭૦. વિષ્ણુજ મોક્ષ આપે છે. શિવજી મોક્ષ દેતા નથી, એવી તેનામાં માન્યતા છે. |
| ૩૭૧. ઉપાસના અને ભક્તિ બંનેનું ફલ મોક્ષ છે. | ૩૭૧. ફક્ત ભક્તિનુંજ ફલ મોક્ષ છે, ઉપાસનાનું નહિ. |
| ૩૭૨. પુરાણ, સ્મૃતિ, સૂત્ર, શ્રુતિનું ઉત્તરોત્તર વિશેષ પ્રામાણ્ય માન્ય રખાય છે. | ૩૭૨. વેદ, ગીતા, સૂત્ર, ભાગવતને ઉત્તરોત્તર પૂર્વ પૂર્વ ગ્રંથના સંદેહ વારક કલ્પે છે उत्तरं पूर्वसंदेहवारकं परिकीर्तितम् । અન્ય પુરાણો પ્રમાણ નથી. |
| ૩૭૩. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ- | ૩૭૩. યજ્ઞની ભસ્મને વિષ્ટા |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| દિમા ભગ્મને પવિત્ર માની યજ્ઞ પ્રમાદિ તરીકે વાપરવામા શુદ્ધ કહી છે. | રૂપ કહી તેને વાપરવાથી સ્નાન કરવાનુ વિધાન છે. |
| ૩૭૪. યોગવાશિષ્ઠ ગમાયણ, પંચદશી, આત્મપુરાણાદિને મોક્ષ પ્રાપ્તિના સાધનભૂત માને છે. | ૩૭૪. એ ગ્રંથો પુષ્ટિમાર્ગી-ઓના નથી અને તેને વાચવાની પણ મના કરાઈ છે. |
| ૩૭૫. ઉપાસનાને વિધિ પ્રયુક્ત માને છે | ૩૭૫ ભક્તિ ભાવને સ્નેહ પ્રયુક્ત માને છે |
| ૩૭૬. દરેક દેવોના વ્રતાદિ કરવાની છૂટ છે. કોઇ દેવના વ્રતાદિનો નિષેધ નથી. | ૩૭૬. એકાદશી, ગોકુલા ષ્ટમી, રામનવમી, વામનજયંતી અને નૃસિંહજયંતીના જ વ્રતોની આજ્ઞા છે, અન્ય દેવોના વ્રતા-દીની આજ્ઞા નથી |
| ૩૭૭. ૩ થી ૪ સમયના દર્શનો થાય છે | ૩૭૭. આઠ સમયના દર્શનો કરાવાય છે. |
| ૩૭૮. કલિમા ભક્તિ, ઉપા-સનાદિથી ઇશ્વર ઝટ પ્રસન્ન થઇ ઇષ્ટ સિદ્ધિ આપે છે. | ૩૭૮. कलौ भक्त्यादि मार्गाहि दु साध्या इतिमेम-ति. કલિમા ભક્ત્યાદિમાર્ગ દુસાધ્ય હોવાથી ફક્ત આશ્રયને દૃઢ માને છે. |
| ૩૭૯ દરેક આચાર્યો એ ત્રણુજ પ્રસ્થાનોને માન્ય ગણ્યા છે. અને તેની ઉપર ભાષ્ય કરનારજ આચાર્ય મનાયા છે. | ૩૭૯. ત્રણ પ્રસ્થાનને ઠેકાણે ચાર પ્રસ્થાનનો આદર કરે છે. અને તે ચારેય ઉપર સ્વભાષ્યો સંપૂર્ણ ન છતા આચાર્ય મના-વાય છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૩૮૦. દેવને ધરાવાતી વસ્તુને નૈવેદ્ય કહે છે. | ૨૮૦. ઠાકોરજીને ભોગ ધરાવવાનું કહે છે, દેવને નૈવેદ્ય ધર્યું એમ નહી. |
| ૩૮૧. બે વખતજ નૈવેદ્ય દેવોને ધરાવાય છે. | ૨૮૧. જેટલીવાર દર્શન (૮ વાર) તેટલીવાર ભોગ ધરાવાય છે. |
| ૩૮૨. ગાયત્રીમંત્ર મહામંત્ર મનાય છે. | ૨૮૨. અષ્ટાક્ષરનેજ મહામંત્ર અને મહાવાક્યાર્થ માને છે. |
| ૩૮૩. ગાયત્રી મંત્રમાંના વરેણ્યં પદનો અર્થ શ્રેષ્ઠ એવા ભર્ગઃ તેજનું અમે ધ્યાન કરીએ છીએ એ અર્થ છે. | ૩૮૩. વરેણ્યંનો અર્થ વરણીય વરવા યોગ્ય પુરૂષોત્તમ અને પોતાને તેની સખી સ્ત્રીરૂપે માને છે. |
| ૨૮૪. સન્યાસ અને શાસ્ત્રોક્ત ભક્તિ સ્વીકારાય છે. | ૩૮૪. "પુષ્ટિમાર્ગિય સન્યાસ અને ભક્તિ પણ વિલક્ષણ છે." |
| ૩૮૫. શ્રીકૃષ્ણ અને બલદેવ વૈદિક માર્ગની અને ધર્મની રક્ષા માટે અવતરેલા મનાય છે. (ભાગવત) | ૩૮૫. બળદેવને મર્યાદા માર્ગના પ્રવર્તક અને શ્રી કૃષ્ણને પુષ્ટિમાર્ગ પ્રવર્તક માને છે. |
| ૩૮૬. "વેદના શ્રોતા, વેદના આચાર્ય મનાય છે." | ૩૮૬. "વેણુનાદના શ્રોતા પુષ્ટિમાર્ગના આચાર્ય છે." |
| ૩૮૭. વૈદિક સંપ્રદાયમાં ગુરૂજ આચાર્ય છે. | ૩૮૭. कौण्डिन्यो गोपिकाः श्रीवल्लभाचार्यः ગુરૂ છે. |
| ૩૮૮. સાયુજ્યાદિ મુક્તિ અને કૈવલ્ય પ્રાપ્તિ મનાય છે. | ૩૮૮. "સાયુજ્ય જોઇએ કૈવલ્ય નહીજ." |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૩૮૯. ગીતા માર્ગીય કૃષ્ણને ભક્તો જુદો માનતા નથી તેના ભક્તો પણ તે કૃષ્ણને મર્યાદા માર્ગીય કહે છે. | ૨૮૯. ગીતા માર્ગિયને પણ શ્રીગોકુલેશજી મર્યાદામાર્ગીય ભક્ત જ કહે છે, શુદ્ધ પુષ્ટિમાર્ગિય કહેતા નથી. |
| ૨૯૦. ગીતોક્ત માર્ગને સૌ કોઇ આચાર્ય માન્ય રાખી પ્રતિપાદન કરે છે. | ૩૯૦. મહા પ્રભુજી પ્રથક્ શરણ માર્गोपदेष्टा પુષ્ટિમાર્ગનો જુદો ઉપદેશ કરનારા મનાય છે. |
| ૨૯૧. "મર્યાદા માર્ગમાં જેનો અંગીકાર તેને જ્ઞાનાદિ સાધનની અપેક્ષા છે એ યોગ્યજ છે," | ૩૯૧. "પુષ્ટિમાર્ગમાં જેનો અંગીકાર કરેલો છે તેને વર્ણાશ્રમની ક્રિયા અને જ્ઞાનાદિની જરૂરજ નથી." |
| ૩૯૨. દરેક વર્ણનો ઉદ્ધાર થઇ શકે છે, અને સ્વકર્મ પ્રમાણે ભગવાનના પૂજન કર્યાથી માણસ સિદ્ધિ મેળવે છે. | ૩૯૨. ફકત स्त्री शूद्राद्युद्धृतिक्षमः શ્રીવલ્લભાચાર્ય સ્ત્રી શુદ્રાદિનો ઉદ્ધાર કરવાજ સમર્થ છે. |
| ૩૯૩. સર્વની અપેક્ષા હોય છે લોક વેદની મર્યાદાનો ત્યાગ નથી. | ૩૯૩. पुष्टयंगीकृतस्य सर्वानपेक्षा (અ. ભા. ૩.૪૨૫) પુષ્ટિમાં અંગીકૃતને સર્વની અપેક્ષા નથી. |
| ૨૯૪. વર્ણાશ્રમના ત્યાગની આજ્ઞા કયાંય છે નહી શ્રીમદ્ ભાગવતમાં કે બીજાં પુરાણોમાં પણ નથી. | ૩૯૪. વર્ણાશ્રમ ત્યાગની આજ્ઞાનાં વચનો પ્ર. ૨૬. ભાગવત સુબોધિનીમાં પુષ્કળ છે. |
| ૩૯૫. અસ્થાનાદિ સર્વ રી | ૩૯૫. પુષ્ટિ માર્ગ વેદાતીત |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| અપેક્ષા છે કારણ કે લૌકિક વૈદિકની તેને જરૂર છે. | હોવાથી પ્રસ્થાન ચતુષ્ટયની પણ અપેક્ષા તેને નથી. |
| ૩૯૬. વેદથી વિરુદ્ધ વર્તન કરનારને પાખંડી કહ્યો છે અને તે નરકમાં પડે છે. | ૩૯૬ "પુષ્ટિમાર્ગમાં એવાં વાક્યો લાગુ પાડવા એ ભ્રાન્તિ છે." |
| ૩૯૭. બધાય માર્ગો વૈદિક-વેદમાંથી નીકળવાનું માનતા હોવાથી તેઓ વૈદિક છે. | ૩૯૭. પુષ્ટિમાર્ગ વેદમાંથી નીકળેલો માનતા નથી પણ ભગવાનના અંગમાંથી નીકળ્યાનું માને છે. |
| ૩૯૮. મર્યાદા માર્ગના વેદ વચનોનું ઉલ્લંઘન કરીને ભક્તિ માર્ગ સ્થાપ્યો નથી | ૩૯૮. વેદ વચનોનું ઉલ્લંઘન કરીને ૧૧ શ્લોકોથી શ્રી ગોપીજનોએ ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું છે. (અર્થાત્ તેથી તે અવૈદિક છે.) |
| ૩૯૯. દરેકના વર્ણાશ્રમ વગેરેના જુદા ધર્મો છે અને તે શ્રુતિ, સ્મૃતિ પુરાણાદિમાં વર્ણવ્યા છે. | ૩૯૯ વર્ણાશ્રમાદિ ધર્મ નથી પણ સર્વ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચતુઃશ્લોકીમાં કહ્યા તેજ છે. |
| ૪૦૦. શાસ્ત્રીય ભક્તિમાર્ગને માને છે. | ૪૦૦. શાસ્ત્રીય ભક્તિમાર્ગથી પુષ્ટિમાર્ગને જુદો માને છે. |
| ૪૦૧. સ્ત્રી પુરુષ ભાવનાનો ત્યાગ નથી. | ૪૦૧. પુરુષ ભાવનાનો ત્યાગ કરી સ્ત્રી ભાવે પ્રભુને વરવાનું છે. |
| ૪૦૨. દરેક સંપ્રદાયો વેદ માર્ગાનુસારી છે. | ૪૦૨. પુષ્ટિમાર્ગ વેદ માર્ગથી ભિન્ન છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| ૪૦૩. મંત્ર, ઉપાસના, વૈદિક તાંત્રિકદીક્ષા અને પૂજા વગેરે સર્વનું પ્રતિપાદન છે. | ૪૦૩. "ભક્તિહંસ" માં ગુંસાંઇજીએ એ સર્વ વિધિનું નિવારણ કર્યું છે. |
| ૪૦૪. સ્મૃતિ ગ્રંથોને પાળવાની માનવાની ખાસ આજ્ઞા છે શ્રુતિ સ્મૃતિ ममैवाज्ञे. | ૪૦૪. સ્મૃતિને તો પાળવાની શ્રીહરિરાય ચરણે પણ સ્પષ્ટ ના કહી છે. |
| ૪૦૫. સ્ત્રી પુરૂષાદિ બધાનો ઉદ્ધાર કરનારા સંપ્રદાયો મનાય છે. | ૪૦૫. स्त्रीणामत्र विशेषतः । આ સંપ્રદાયના કૃષ્ણ સ્ત્રીઓના તો ખાસ ઉદ્ધારક છે. |
| ૪૦૬. नोच्छिष्टं कस्यचिद्दद्यात् ॥ મનુ ॥ उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ગીતા, વગેરેમાં ઉચ્છિષ્ટ દેવાની સાફ મના છે અને તે તામસ રીત છે. | ૪૦૬. મહારાજોએ ચાવેલાં પાનબીડાં, અને ખાધેલું ઉચ્છિષ્ટ અન્ન મહાપ્રસાદના નામે સ્વશિષ્યાદિને અપાય છે તેનો નિષેધ નથી. |
| ૪૦૭. વેદવાદીઓને વેદવિધિ નિયામક છે. | ૪૦૭. "પુષ્ટિમાર્ગીને સ્નેહ અને સ્નેહના અભાવમાં સ્નેહવાળાઓનો ઉપદેશ જ નિયામક તો પછી વેદમાર્ગી વર્ણાશ્રમના વિધિની આવશ્યકતા ક્યાં રહી"? શુ. ભ. વ. ૧૦-૧૨ પૃ. ૪૭૫. |
| ૪૦૮. ભક્તની પહેરેલી વસ્તુ દેવને ધરાતી નથી, કારણ કે તે ઉચ્છિષ્ટ થઈ મનાય છે. | ૪૦૮. શ્રી વલ્લભાચાર્યની ગળાની મોતિની માળા આજ પણ શ્રીનાથજીના ગળામાં ધરાવેલી છે. |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૪૦૯. યવનને ઢેડા કરતાં નીચ કહ્યા છે તેમની બનાવેલી ચીજ લેવી ન જોઇએ. | ૪૦૯. ગોમાંસ ખાનારા યવનના હાથના બનાવેલાં કરોડો કીટ હત્યાથી દુષિત થયેલાં પવિત્રાં ઠાકુરજીને અને ગોસ્વામીને ધરાવાય છે. |
| ૪૧૦. વ્રજભૂમિ મૃત્યુલોકની ગ્રામ કહેવાય છે અને જલ પ્રલયમાં તેનો પણ લય થાય છે. | ૪૧૦. વ્રજભૂમિ સાક્ષાત્ ગોલોકની ભૂમિ છે અને તેનો પ્રલય થતો નથી. |
| ૪૧૧. ગુરુદ્વારા દીક્ષા જ અપાય છે, એવો બધા સંપ્રદાયમા પરંપરાગત આચાર છે. | ૪૧૧. નિવેદન, સમર્પણ, દાન આદી નામ છે દીક્ષા નામ નથી અને ગુરુદીક્ષા પણ નથી. |
| ૪૧૨. દીક્ષાદ્વારા મંત્રદીક્ષા દેનાર ગુરુ મનાય છે, તેમ આચાર્ય પદવી પણ તેને જ છે અને તેથીજ અમુક મંત્ર યા યત્ર દીક્ષિત નામે ઓળખાય છે. | ૪૧૨. આપનકુ ગુરુપનો નહીં હે, ગુરુ તો યા સંપ્રદાયમેં એક ગુંસાંઇજી હે ઓર આચાર્ય પદવી ઉનકુહી હે ઓર ઉદ્ધાર કરનેકા સામર્થ્ય ઉનકો હે. |
| ૪૧૩. અમુક ફી આપીને દીક્ષા આપવાનો વિધિ નથી. પોતાની જે શક્તિ હોય તે આપે અને ન હોય તો ન આપે. | ૪૧૩. બ્રહ્મસંબંધ લીધું અને અઢી રૂપીયા બે આના આપ્યા કે તરતજ છૂટા છેડા. |
| ૪૧૪. બધાય સંપ્રદાયોમાં મુક્તિનો સ્વીકાર કર્યો છે. | ૪૧૪. મુક્તિથી તો સ્વામી સેવક ભાવનો નાશ થાય, તેથી મુક્તિ નથી. |
| ૪૧૫. નવધા ભક્તિ મનાય છે. | ૪૧૫. દશમી પ્રેમલક્ષણા ભક્તિ મનાય છે. |

## સનાતન ધર્મમાં

૪૧૬. ઇષ્ટદેવની માનતા મનાય છે.

૪૧૭. શ્રીકૃષ્ણનાં દરેક કલ્પના સ્વરૂપોને એક સરખાં માનવામાં આવે છે.

૪૧૮. પ્રભુભાવથી કે સ્વેષ્ટદેવની ભાવનાથી સર્વ દેવોનું પૂજન, યજ્ઞાદિ કાર્ય થાય છે,

૪૧૯. પુરુષ, પુરુષરૂપે પ્રભુને ભજે છે, અને સ્ત્રી, સ્ત્રીરૂપે પ્રભુને ભજે છે.

૪૨૦. શ્રીગુરુ જીવાત્માને પ્રભુની ઓળખાણ કરાવે છે ને આ રીતે પ્રભુનો સાક્ષાત્કાર થાય છે.

૪૨૧. મર્યાદા માર્ગમાં શ્રવણ વિગેરે સાધનોથી પાપ પ્રતિબંધો દૂર કરવાની જરૂર મનાય છે.

૪૨૨. જન્મથી તે મોક્ષ પર્યન્ત સાધનની અપેક્ષા તે વૈદિક મર્યાદા માર્ગ છે.

## પુષ્ટિમાર્ગમાં

૪૧૬. ઇષ્ટદેવની માનતા માનવાની મનાઇ છે.

૪૧૭. સારસ્વત કલ્પના શ્રી ઠાકોરજીજ પૂર્ણ પુરુષોત્તમ મનાય છે, અન્ય કલ્પના નહી.

૪૧૮. અન્યદેવનું ભજન કરવું નહી, અન્ય દેવનો આશ્રય કરવો નહી કે તે દેવનો યજ્ઞ કરવો નહી.

૪૧૯. અગ્નિકુમાર—ગોસ્વામીઓ સ્ત્રી રૂપ ધારણ કરીને શ્રીકૃષ્ણના અધરામૃતનુ પાન કરે છે પુરુષ ભાવે ભગવાનને ભજાયજ નહી. " શ્રીમદ્ વલ્લભાચાર્ય" પુસ્તકમા નીચે મુજબ છે—

૪૨૦. ગુરુ જીવાત્માને સ્ત્રી ભાવથી પરમાત્મા જોડે લગ્ન કરાવી દેનાર ગોર મનાય છે.

૪૨૧. પાપ વગેરે પ્રતિબંધો સંભવતાજ નથી કારણકે તેમા પ્રભુનો અનુગ્રહ રૂપ અગ્નિ બધાને બાળવા સમર્થ છે.

૪૨૨. અને જ્યાં સાધનની લેશ અપેક્ષા નથી તે પુષ્ટિમાર્ગ (પૃ. ૫૮)

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૪૨૨. મર્યાદા માર્ગમાં જીવ કાયિક, વાચિક અને માનસિક સાધનથી ભગવાનને પ્રાપ્તકરે છે. | ૪૨૩. પુષ્ટિમાર્ગમાં ભગવાન પોતાના વરણથી સ્વતઃ ભક્તને પ્રાપ્ત થાય છે. |
| ૪૨૪. અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ તે જ્ઞાનીનો મોક્ષ. | ૪૨૪. ભગવાનના સાક્ષાત્ સ્વરૂપાનન્દનો ભોગ તે પુષ્ટિ માર્ગિય મોક્ષ. |
| ૪૨૫ મર્યાદા માર્ગિય મોક્ષમાં સંસારનો અભાવ છે. | ૪૨૫. પુષ્ટિમાર્ગિય ભક્ત તેવા મોક્ષને ઈચ્છનો નથી. |
| ૪૨૬. મર્યાદા માર્ગિય મોક્ષમાં જ્ઞાનાદિ સાધન છે. | ૪૨૬. ભગવાનને વર્યું એજ સાધન છે. |
| ૪૨૭. ભગવાનની ઇચ્છા થાય ત્યારે ભક્તોને લીલાદ્વારા સુખાનુભવ કરાવે એ મર્યાદા. | ૪૨૭. ભક્તની ઇચ્છા થાય ત્યારે ભગવાન લીલાઓ કરી ભક્તને આનંદ દે તે શુદ્ધ પુષ્ટિ. |
| ૪૨૮, શાસ્ત્રે કહેલી કૃતિસાધ્ય, જ્ઞાન ભક્તિરૂપ સાધનથી થતી મુક્તિ તે મર્યાદા ભક્તિ. | ૪૨૮. શાસ્ત્રોક્ત સાધન વિના જીવોને માત્રસ્વરૂપ બળથી પોતાની પ્રાપ્તિ કરાવવી તેને શુદ્ધ પુષ્ટિ કહે છે. (પૃ. ૫૮) |
| ૪૨૯. દેવપૂજા કહેવાય છે. | ૪૨૯ ઠાકુરસેવા કહેછે, દેવપૂજા છેજ નહી. |
| ૪૩૦. મર્યાદામાર્ગિય ઇન્દ્રિયદમન કરીને દેહ રુધિરને સુકવી દે છે. | ૪૩૦. પ્રભુપ્રસાદ ખાઈ દેહને પુષ્ટ કરે છે. |
| ૪૩૧. પ્રતિમાનું પૂજન થાય છે અને તેથી પ્રભુ પ્રસન્ન થાય છે. | ૪૩૧. પ્રભુને પ્રતિમા રૂપે જાણેતો ઠાકોરજી તેજ વેળાએ અન્તર્ધાન થઇ જાય, |

## સનાતન ધર્મમાં

૪૩૨. પ્રતિમાની સેવા ચરણ સ્પર્શ કરી ભક્ત પોતાને કૃતાર્થ થયો માને છે.

૪૩૩. વેદાદિ સર્વ શાસ્ત્રના સારરૂપ ગીતા જ મનાય છે.

૪૩૪. ઉચ્ચકર્મથી ઉત્તમ-યોનિ મળવાનું મનાય છે.

૪૩૫. ઈશ્વરની ભક્તિ કરનારા બધાય સનાતની કહેવાય છે.

૪૩૬. ઈશ્વરમાં ભેદ બુદ્ધિ મનાતી નથી, ઇશ્વર બહુ નામી છતાં એકજ છે.

૪૩૭. એક દેવનો એકજ મંત્ર પ્રાયઃ હોય છે મંત્રોમાં ભેદ મનાતો નથી.

૪૩૮. બધા લોકો સ્વેષ્ટ દેવને ઈશ્વર માને છે પરન્તુ અન્યને નીચા માનતા નથી.

૪૩૯. સેવા, પૂજા, સત્સંગ

## પુષ્ટિમાર્ગમાં

૪૩૨. "સેવા ચરણ સ્પર્શ એ પ્રતિમાનાં છે એને ઠાકોરજી સાથે લેવું દેવું નહી" શુ. ભ. ૧૧-૭ પૃ. ૧૮.

૪૩૨. "પુષ્ટિમાર્ગના વેદ તુલ્ય સર્વોત્તમ ગ્રંથોને વલોવીને સારરૂપ વલ્લભાખ્યાન મનાય છે. શુ. ભ. મા. ૧૧-૮-૨૫૩

૪૩૪. નરસિંહ મહેતા બીજે જન્મે ગોપાલદાસ શુદ્ર તરીકે નીચી યોનિમાં ગયાનું મનાય છે.

૪૩૫. જેની સાથે પ્રભુ સાક્ષાત્ બોલે ચાલે, સ્પર્શ કરે એ પુષ્ટિમાર્ગીય કહેવાય. પૃ. ૭૮

૪૩૬. રસાત્મક, લીલાત્મક, નન્દનંદન, ધર્મીથી વસુદેવનંદન ધર્મરૂપ જુદા છે. પૃ ૪૫

૪૩૭. અષ્ટાક્ષર મંત્ર તે વસુદેવનંદનનો અને પંચાક્ષર તે નંદનંદનનો મંત્ર છે. પૃ. ૪૫

૪૩૮. નન્દ નંદનનેજ ઠાકોર માને છે. અન્યને ઠાકોર માનતા નથી પણ નીચા માને છે.

૪૩૯. સેવા સત્સંગ કરી પ્રભુ

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| કરીને પ્રભુ પ્રાપ્તિની આશા રાખનાર ભક્ત મનાય છે | પ્રાપ્તિની આશા રાખનારા અસુરો મનાય છે, પૃ ૪૬ |
| ૪૪૦ દોષ કરવાથી પ્રભુનો કોપ આપણા પર ઉતરે છે | ૪૪૦. ગમે તેટલા દોષ કરે તો પણ ઠાકોરજી કોપતા નથી, વસુદેવનંદન કોપે છે |
| ૪૪૧ અધિકાર પરત્વે વૈદીક અને પૌરાણિક, મંત્રો જુદા જુદા હોય છે | ૪૪૧ બ્રાહ્મણથી ચાંડાલપર્યંત **શ્રીકૃષ્ણ શરણં મમ** એકજ સરખો અષ્ટાક્ષર મંત્ર છે |
| ૪૪૨ આખા કૃષ્ણ સેવાય છે કૃષ્ણ કૃષ્ણમાં ભેદ મનાતો નથી | ૪૪૨ વૃન્દાવનમાં ગોપીઓના ટોળામાં ક્રીડા કરતા ૧૧ વર્ષ સુધીના નન્દયશોદાનંદજ સેવ્ય છે વસુદેવ, દેવકીનંદન જગદ્ગુરૂ કૃષ્ણ સેવ્ય નથી |
| ૪૪૩ પશુ પક્ષીને બ્રહ્મસંબંધ મંત્રદીક્ષા દેવાનું વિધાન ક્યાંય વેદાદિમાં જણાતું નથી. | ૪૪૩ કુતરા, કુતરી હંસ હંસલીને બ્રહ્મ સંબંધ મંત્ર દીક્ષા આપી શરણે લીધા શુ. બ. ૧૧-૯-૨૫૮ |
| ૪૪૪ દેવમંદિરોમાં વૈદિકી ક્રિયાઓ થાય છે અને વેદ વિધિથી તેની પ્રતિષ્ઠાદિ વિધિઓ થાય છે | ૪૪૪ વેદનો ઉપયોગ નહોવાથી વૈદિકી ક્રિયાઓ આપણા મંદિરોમાં છેજ નહિ, પુષ્ટિમાર્ગ વેદથી સ્વતંત્ર છે |
| ૪૪૫ કોઈ સમ્પ્રદાય અમુક વર્ષ સુધી ચાલશે એવું ક્યાંય જણાતું નથી | ૪૪૫ પુષ્ટિમાર્ગ ૪૫૦ વર્ષ સુધી ચાલશે આ માર્ગ હવે થોડા દિવસ છે " વગેરે |

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
|---|---|
| ૪૪૬. સંધ્યા કરતી વખતે મૌન ધારણ કરવા કહ્યું છે. બીજાં કાર્ય કરવા મના છે. | ૪૧૬. ગોસ્વામી મહારાજો સંધ્યા કરતા જાય છે અને અન્ય જનો સાથે વાતચિતો અને બીજાં કામો પણ કરતા જાય છે. |
| ૪૪૭. ભક્તિ, ઉપાસનાદિ કરીને ભક્તજન વૈકુંઠાદિમાં જવાની ઇચ્છા કરે છે, પરન્તુ તે ભરતખંડમાં પુનઃ આવવા ઇચ્છતો નથી. | ૪૪૭. "વૈકુંઠમાં તો સેવાએ નથી, ને સત્સંગ પણ નથી, તથા કથાએ નથી. તે ભારતખંડમાં છે." શુ. ભ. ૧૧। ૧૦। પૃ. ૬૮, (અર્થાત્ પુષ્ટિ ભક્ત વૈકુંઠમા તે કંઇ ન હોવાથી ત્યા જવા ઇચ્છતો નથી.) |
| ૪૪૮. શિવ, સનકાદિ, તથા દેવ દેવીઓ ને કોઇએ હલકટ શબ્દોથી લખ્યાં નથી. | ૪૪૮. શિવ, સનકાદિ, નારદ, દેવ દેવીઓ પ્રભુનું એઠું જુઠું ખાવા દોડાદોડ કરનારાં પ્રભુના ઘરનાં વાસરાં છે પૃ. ૭૫. |
| ૪૪૯. વૈદિક દેવ મંદિરોમાં અને ઘરોમાં વૈદિક પૌરાણિક વગેરે દેવોની સ્તુતિઓ અધિકાર પ્રમાણે સૌ કરે કરાવે છે. | ૪૪૯. "ભક્તો ને ઘેર જે સ્વરૂપ પધરાવવામા આવે તેમની સન્મુખ તો અષ્ટ સખાના કીર્તન જ ગવાય છે, શુ ભ. ૧૧। ૧૧। પૃ. ૨૩૨. |
| ૪૫૦. કોઇ આચાર્ય કે ધર્મ ગુરૂઓના બીજા દેવાદિની પેઠે જુદા વૈકુંઠાદિ લોકો હોતા નથી પરન્તુ તેઓવો ભક્તિ કરાવી | ૪૫૦. "શ્રી ગુંસાંઇજી શરણાગત જીવના દોષકે સાધન ન જોતાં ફક્ત માલા, તિલક જોઇ સર્વને નાવમાં બેસાડી એકીસાથે |

## સનાતન ધર્મમાં

સ્વેષ્ટ દેવના લોકમાં જવાનું ભકતોને મંત્ર તથા જ્ઞાન આપે છે તેઓ બધાને સાથે તે લોકમાં તેડી જતા નથી.

૪૫૧. કર્મ, ઉપાસના, જ્ઞાન, અને અન્તઃકરણની શુદ્ધિની પ્રભુ પ્રાપ્તિમાં ખાસ અપેક્ષા હોય છે.

૪૫૨. સર્વે વૈદિક ધર્મના આચાર્યો વર્ણાશ્રમ ધર્મના પાલન માટે આગ્રહ રાખે રખાવે છે.

૪૫૩. नहि देवा अश्नन्ति ઇ. શ્રુતિથી "ભગવાન. ઇ. દેવો ભોજન વગેરે કરતા નથી," ફકત ભાવનાના ભૂખ્યાં હોય છે. भावेहि विद्यते देवः।

૪૫૪. સૌ લોકો પોતાના સંપ્રદાયને વૈદિક કહેવરાવે છે.

૪૫૫. સાકોઇ પોતાના સંપ્રદાયને વૈદિક સનાતનધર્મ સાથે એક રૂપ માને છે. અને પોતાને

## પુષ્ટિમાર્ગમાં

પોતાના લોકમાં લઇ જશે." પૃ. ૧૯૨.

૪૫૧. "જ્ઞાનની માફક કર્મની અપેક્ષા ભક્તિને નથી તેમ અન્તઃકરણની શુદ્ધિની પણ અપેક્ષા નથી, શુ. ભ. ૧૧। ૧૨, પૃ. ૬૫૮.

૪૫૨. "વર્ણાશ્રમ સ્વરાજાના ગ્રંથ વગેરેની પ્રવૃત્તિમાંથી છૂટી કૃષ્ણ કીર્તનજ કરવું,' ૧૨। ૧। પૃ. ૨૧.

૪૫૩. "પુષ્ટિ માર્ગમાં ભગવાન ભોજન વગેરે કરેજ છે," પૃ. ૨૨.

૪૫૪. "પુષ્ટિમાર્ગ તે વેદમાર્ગ-મર્યાદામાર્ગનો પેટાવિભાગ નથી પણ સ્વતંત્ર માર્ગ છે." પૃ. ૨૩.

૪૫૫. "જેઓ પુષ્ટિમાર્ગને સનાતનધર્મ સાથે એક રૂપ માને છે તેઓ હજું પણ પુષ્ટિમાર્ગ

## સનાતન ધર્મમાં

સનાતનધર્મી કહે છે.

૪૫૬. પંચાયતન પૂજા અને શિવલિંગ પૂજા શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિમાં પ્રસિદ્ધ હોવાથી તેને સનાતની હિન્દુઓ ઘણી પ્રાચીન માને છે.

૪૫૭. મૃત્યુ પછી મનુષ્ય અમુક દેવાદિના લોકમાં ગયાનું બોલાય છે, લખાય છે.

૪૫૮. અઢાર હજાર શ્લોકનુંજ ભાગવત હોવાનું મનાયું હોઇ પ્રત્યક્ષમાં પણ તે આજે ૧૮ હજાર શ્લોકો નુંજ જોવામાં આવે છે.

૪૫૯. ગીતામાં શ્રી કૃષ્ણ પોતાને अतोऽस्मि लोके वेदेच प्रथितः पुरुषोत्तमः લોક અને વેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમ તરીકે કહે છે, પરંતુ બીજા લોક વેદમાં અપ્રસિદ્ધ પુષ્ટિ પુરષોત્તમને કોઇ જાણતુંયે

## પુષ્ટિમાર્ગમાં

સમજી શક્યા નથી," શુ. ભ. ૧૨। ૬। પૃ. ૨૨૭

૪૫૬. "શિવલિંગ પૂજન અનાર્યોની છે. પંચાયતન પૂજા છેક આધુનિક છે" એમ લખી તેને શ્રુતિ, સ્મૃતિ, પૌરાણિકાદિ વિહિત પ્રાચીન માનતા નથી.

૪૫૭. "શ્રી મહાપ્રભુજીના ચરણારવિન્દમાં પ્રાપ્ત થયા જાણી ખેદ થાય છે," શુ. ૧૨। ૯। (અર્થાત્ તેમનો જુદો લોક મનાવે છે) પૃ. ૩૨૮.

૪૫૮. "લાલુભટ્ટજી નામવાદ"માં ગ્રંથો द्वादश साहस्रः श्रीमद्भागवताभिधः એ ગારૂડ વચનથી ૧૨ હજારનું ભાગવત જણાવે છે, પૃ. ૩૩૦.

૪૫૯. "લોક વેદમાં અપ્રસિદ્ધ એવા શુદ્ધ પુષ્ટિ પુરષોત્તમની સર્વાત્મભાવે સેવા કરવા ઇહલોકથી ગત થઇ ગયા," (શુ. ભ. ૧૨। ૧૦। પૃ. ૧૨) અર્થાત્ ગીતોક્ત લોક વેદ પ્રથિત પુરષોત્તમથી અન્ય લોક વેદમાં અપ્રસિદ્ધ પુષ્ટિ

| સનાતન ધર્મમાં | પુષ્ટિમાર્ગમાં |
| --- | --- |
| નથી પણ ગીતાના કર્તા કૃષ્ણનેજ દુનીયા જાણે છે. | પુરષોત્તમને માને છે, ગીતોક્ત કૃષ્ણને માનતા નથી. |
| ૪૬૦ ભાગવતમા શ્રી કૃષ્ણને ૧૨૫ વર્ષ ભૂતલ પર બીરાજી વૈકુંઠમાં ગયાનું જણાવ્યુ છે, પણ ગોલોકમા ગયાનું ભાગવત્તમા જણાવ્યું નથી. | ૪૬૦. "કૃષ્ણાવતાર ૧૫૦ વર્ષનો છે તેથીજ પિતા પુત્ર (શ્રી આચાર્ય અને શ્રી ગુંસાઇજી એકસો પચાસ વર્ષ બીરાજ્યા," નું લખ્યું છે શુ. ભ. ૧૨૧ ૧૦ પૃ. ૩૭૪. |

તા. કઃ—એકન્દર પુષ્ટિમાર્ગના ઘણાખરા ગ્રથો, માસિકો વગેરેમાં પુષ્ટિમાર્ગને સનાતન વૈદિક વર્ણાશ્રમાદિ ધર્મથી સ્વતંત્ર લખ્યો છે, તેમના આરાધ્ય કૃષ્ણ, અને સેવાદિની પ્રણાલિ વૈદિક નથી, પુષ્ટિમાર્ગની સષ્ટિજ મર્યાદા સષ્ટિથી વિલક્ષણ છે એમ તેમણે માનેલા વિરુદ્ધ ધર્માશ્રયથી જણાય છે,





# પુષ્ટિમાર્ગિય વચનામૃતાવલિ.



## પુષ્ટિમાર્ગમાં વર્ણાશ્રમને સ્થાન નથી.



આ વિષયના લેખો શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ નામના પુષ્ટિ માર્ગિય વસનરામ શાસ્ત્રીજીના તંત્રીત્વ નીચે પ્રગટ થાય છે તેમા પુષ્ટિમાર્ગના પુરતંગી લખનારા મર્મજ્ઞ વિદ્વાન રા રા ધીરજલાલ વ્રજલાલ સાકળીયા બી. એ, એલએલ બી, એડવોકેટ વગેરે જે જે વિદ્વત્તા ભરેલા લેખો વર્ણાશ્રમ ધર્મનુ પુષ્ટિમાર્ગમા સ્થાન નથી એ વિષયના લખ્યા છે તેના ખાસ ખાસ વચનો નીચે લખ્યા છે, તે સિવાય તેમના બીજા પેપરોમા લખેલા લેખોના પણ ઉતારા આપ્યા છે જેના ગમમાણ ઉત્તરો ગ ધીરજભાઇના તા. ૧૮-૧૦-૩૫ ના મુબઇ સમાચારના લેખમા લખ્યા પ્રમાણે કોઇ પુષ્ટિમાર્ગી આપી શક્યા નથી.

શુ ભ વર્ષ ૯, અં. ૧૦, પૃ. ૨૦૯ —

૧. શ્રી વલ્લભાચાર્યજીએ વર્ણાશ્રમધર્મ મુખ્ય નષ્ટ થયો છે એ વાત ખુલ્લેખોચ્ચરે કહી નથી પણ ફિમ ફિમ વગાડીને કહી છે તેનો પુરેપૂરો અર્થ ન સમજવાનુ કારણ વર્ણાશ્રમ ધર્મ એટલે શુ તેનું અજ્ઞાન છે.

૨. આશરે ૫૦૦ વર્ષ થયા શ્રી વલ્લભાચાર્યજી અને તેમના વંશજોએ આવા શુદ્ર જેવા થઈ ગયેલા વાણીઆઓને જનોઈ શા માટે ન આપી? અને જો તેઓશ્રીએ આપી નહી તો હાલ તેમને વર્ણાશ્રમધર્મ પાળવનો આગ્રહ શા માટે કરવામા આવે છે?

૩ પૃ ૨૧૦. દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્ત્તા અને કર્મ વિગેરે સાધનો હાલ કલીયુગમા શુદ્ધ પ્રાપ્ત થઈ શકતા નથી માટે વેદ, સ્મૃતિ અને પુરાણો વગેરે સર્વ મોક્ષ માટે નિરૂપયોગી થઈ ગયા છે, અને એજ બાબત ફરીથી ભક્તિ પ્રકરણની શરૂઆતમા પોતે (શ્રી આચાર્યે) વિસ્તારપૂર્વક કહી છે.

૪. નિષ્પક્ષપાતે જો કોઇપણ વિચાર કરશે કે શ્રી વલ્લભાચાર્યજીના માર્ગને વર્ણાશ્રમધર્મ સાથે સબંધ છે જ નહી તો તેને માલુમ પડ્યા વિના રહેશે નહી. ભક્તિમાર્ગને વર્ણાશ્રમધર્મ સાથે કાંઈ પણ સંબંધ નથી એમ સ્પષ્ટ શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યુ છે અને અન્ય ગ્રન્થોમા ઘણી જગ્યાએ કહે છે.

૫. જે પ્રમાણે સન્યાસમા અને નિવૃત્તિમાર્ગમા સર્વ બાહ્યધર્મનો ત્યાગ કરવાનો વિધિ છે તેમજ આદિ પણ વિચારપૂર્વક વર્ણાશ્રમધર્મ તેમજ અન્ય સર્વ ધર્મોનો ત્યાગ કરવો એવો વિધિ છે, એમ શ્રી વલ્લભાચાર્યજી પ્રથમ સ્કન્ધના, ૫ મા સ્કન્ધના ૫ મા અધ્યાયના ૧૧ મા શ્લોકમા કહે છે.

૬. પૃ ૮૩૧, સુબોધીનીજીમા તો તેથી આગળ જઇને પોતે કહે છે કે જ્યારે વર્ણાશ્રમધર્મ પાળી શકતા હોય ત્યારે પણ તેમનો વિધિપૂર્વક ત્યાગ કરીને જીવે પોતાનો સ્વધર્મ જે ભગવત્કથાનુ શ્રવણ કરવુ એજ છે તે પાળવો, આમ સ્પષ્ટ વાક્યો હોવાથી જ્યારે પુષ્ટિમાર્ગિય વૈષ્ણવોને વર્ણાશ્રમધર્મ પાળવાનું કહેવામા આવે છે ત્યારે શ્રી વલ્લભાચાર્યજીના ઉપદેશથી તેને વિરૂદ્ધ દોરવામા આવે છે, એમ અમને લાગે છે. અને પુષ્ટિસંપ્રદાયને આવી ખોટી દોરવણીથી જે હાની થાય છે તે કહી શકાય તેવી નથી.

૭. વર્ણાશ્રમધર્મ વેદમાર્ગનું અંગ છે અને વેદમાર્ગ પુષ્ટિમાર્ગ કરતાં તદ્દન ભિન્ન છે. એ વાત શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિપ્રવાહ મર્યાદા ભેદમાં સ્પષ્ટ જણાવી છે, તેથી પુષ્ટિમાર્ગિઓએ વેદમાર્ગના અંગરૂપ વર્ણાશ્રમધર્મ પાળવાના હોય જ નહી અને જો પાળવા જાય તો પુષ્ટિમાર્ગમાંથી તેમનો પાત થાય.

૮. વેદમાર્ગ અને પુષ્ટિમાર્ગના જીવોની ઉત્પત્તિ જુદેજુદે પ્રકારે છે, તેમ ફળ પણ તેમને જુદીજુદી રીતે મળે છે,...પુષ્ટિમાર્ગિય જીવોનું ફલ પણ વૈદિકોના ફલ કરતાં જુદું જ છે,...... પુષ્ટિમાર્ગમાં લૌકિકપણું અને વૈદિકપણું માત્ર કાપટ્યથી એટલે લોકને સમજાવવાને માટે જ હોય છે,......પુષ્ટિમાર્ગિય જીવો વૈદિકમાર્ગિય જીવો કરતાં શ્રેષ્ઠ છે. તેમને વર્ણાશ્રમધર્મ પાળવાની આવશ્યકતા નથી.

૯. ભક્ત ગોપાલદાસજીએ ગાયું છે જે-"તે થકી પુરુષોત્તમ અળગા લીલા અચળવિહાર, બ્રહ્મજ્ઞાનીને મુક્તિમાર્ગિને સ્વપ્ને નહી વહેવાર."

૧૦. પુષ્ટિમાર્ગ ભગવાનની કૃપાનો માર્ગ છે જ્યારે વૈદિકમાર્ગ તો પીનલકોડ જેવો છે.

૧૧. પૃ. ૩૧૩ માં ભગવદ્ભક્તિ છોડીને વર્ણાશ્રમધર્મ પાળવાનું કહેવામાં આવે છે તેથી અમારો જીવ અત્યન્ત દુ:ખાય છે. તેથી આટલું લખવું પડે છે.

શુ. ભ. વર્ષ ૯, અંક ૧૧, માઘ સં. ૧૯૯૧, પૃ. ૩૫૫-૬:—

૧૨. જેમ વેદ કરતાં ભગવાન શ્રેષ્ઠ છે તેમ વેદમાર્ગ કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે......ભક્તિમાર્ગમાં વેદમાર્ગમાં કહેલા પ્રાયશ્ચિત્તોની આવશ્યકતા નથી......યજ્ઞ, વર્ણાશ્રમ, અને બીજા સર્વ ધર્મ, કર્મ છોડી શ્રીકૃષ્ણની જ સેવા કરવી. કેમકે તેમાં સર્વનો સમાવેશ થઇ જાય છે. આ પ્રમાણે દઢ નિશ્ચય કરીને પોતે નિર્બંધના ત્રણ

પ્રકરણ શાસ્ત્રાર્થ, સર્વ નિર્ણય અને ભાગવતાર્થ લખેલા છે માટે કોઇએ એમ સમજવુ નહી કે પૂર્ણ વિચાર કર્યા વિના શ્રી વલ્લભાચાર્યજીએ લખી નાખ્યુ છે.

૧૩. ધર્મનુ ચિહ્ન તુલસીમાળા ઉપવીત કરતા ઉતરતું તો નથીજ.

૧૪. (જૈનમાથી વગર પ્રાયશ્ચિત્તે પુષ્ટિમાર્ગની દીક્ષા લીધેલ) મર્જાદી બનેલી બાઇ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, સર્વ મર્જાદી સાથે એક પગતે મહાપ્રસાદ લઇ શકે છે. જો ભક્તિમાર્ગમા વર્ણાશ્રમધર્મની આવશ્યકતા હોય તો જૈન કન્યાને પ્રથમ તો પરણીજ ન શકાય અને કદાચ ભૂલથી પરણે તો તેને માટે શું પ્રાયશ્ચિત્ત કરવા પડે તે મનુસ્મૃતિ વગેરેમાથી શોધવાનો પ્રયત્ન કરવો.

શુ ભ વર્ષ ૧૦, અંક ૩, જ્યેષ્ઠ ૧૯૯૧, પૃ ૧૦૩.—

૧૫. વેદમા આસક્ત જીવો લીનામા ઉપયોગી થઇ શકે નહી. શૂદ્રસ્રીભાવ પુષ્ટિમાર્ગમા તત્વ છે.

૧૬. પૃ ૧૦૪. ભાગવત માર્ગને અવલબન કરી ભગવદ્ ગુણગાન કરનારને વર્ણાશ્રમધર્મની બીલકુલ આવશ્યકતા નથી. એમ શ્રી ભાગવતના પ્રથમ સ્કધમા સ્પષ્ટ છે..... પુષ્ટિમાર્ગિઓને વર્ણાશ્રમધર્મની આવશ્યકતા નથી એ બાબત શ્રી ગોપીજન તથા શ્રી વલ્લભાચાર્યજી ફરી ફરીને કહે છે.

૧૭ સુબોધિનીજી પ્રથમ સ્કંધના ૩ અધ્યાય હીન અધિકારના છે તેમા ૧, ૨, ૧૪ મા શ્રી વલ્લભાચાર્યજી સ્પષ્ટ કહે છે કે—
**तत्रैव सदेह । यद्यपीवर्णाश्रमविभागेन धर्मान् कुर्वन्ति, न च तेपु भगवच्छास्त्रानुसारिणी भक्तिरुपलभ्यते । अतो ज्ञायते भगवान् न परितुष्ट इति । . ..** આમ સંદેહ થાય છે. વર્ણાશ્રમના વિભાગથી બહુ પુરુષો ધર્મો કરે છે પણ તેમને ભગવત્ શાસ્ત્રને અનુસાર ભક્તિ થતી નથી. તેથી જણાય છે કે ભગવાન્ તેમનાથી સંતોષ પામ્યા નથી

१८. આમ હીન અધિકારમાં વર્ણાશ્રમધર્મનો ત્યાગ બતાવી મધ્યમ અધિકારના ૩ અધ્યાયમાં પણ વર્ણાશ્રમધર્મ તથા સર્વ અદૃષ્ટ દ્વારથી ઉપકારી ધર્મો ત્યાગ કરવાનું ૪ થા અધ્યાયની પ્રથમ કારીકામાં **त्याज्यसमस्वत:** પદથી કહે છે.

૧૯. આજ મધ્યમ પ્રકરણમાં પાંચમા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં વર્ણાશ્રમધર્મ "સ્વધર્મ" નથી માટે તેનો ત્યાગ કરવો. અને જીવ દાસ હોવાથી ભગવાનની સેવા જ "સ્વધર્મ" છે એમ શ્લોકમાં તથા સુબોધિનીજીમાં સ્પષ્ટ કહ્યું છે.

૨૦. પૃ. ૧૦૫માં "અર્થ-વર્ણાશ્રમધર્મ અસ્વધર્મ છે. દેહધર્મ છે. આત્માના ધર્મ નથી તેમનો ત્યાગ કરીને હરિના ચરણારવિન્દનું ભજન કર......જેઓ સ્વધર્મ-દાસધર્મથી ભગવદ્ ભજન ન કરે અને વર્ણાશ્રમધર્મ કરે તેને શું પુરષાર્થ સિદ્ધ થાય? કાંઇ પણ નહિ.... આમ આ શ્લોકમાં વર્ણાશ્રધર્મ ત્યાગ કરવાનો ભાગવતધર્મ માર્ગમાં વિધિ છે એમ કહ્યું. એ ત્યાગ કરનારને કાંઈ પણ પાપ લાગતું નથી પણ ભક્તિ કરનારે એ ત્યાગ કર્યા છતાંએ સર્વ ધર્મ કરી ચૂકયો એમ ૧-૫-૨૨ માં કહે છે,......પૃ. ૧૦૬ આમ આ મધ્યમ અધિકારના પ્રકરણમાં વર્ણાશ્રમધર્મ ભાગવત માર્ગમા કરવાના નથી એમ બહુજ ભાર દઇને કહ્યું.

૨૧. હવે ઉત્તમ અધિકારીને પણ ભાગવત માર્ગમાં વર્ણાશ્રમ ધર્મની અપેક્ષા નથી તે ૧૨ મા અધ્યાયની કારિકામાં કહે છે. આમ હીન, મધ્યમ અને ઉત્તમ ત્રણે ભાગવતના અધિકારીઓને વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા નથી તેથી નિબંધમાં **धर्ममार्गेण स्थितस्य** જે કહ્યું તે બ્રાહ્મણદેહના અભિમાની વેદાન્તીઓને માટે જ છે એ સ્પષ્ટ છે. ભાગવત માર્ગમાં, ભક્તિ માર્ગમા વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા માનનાર ભાગવતનો "કક્કો" પણ જાણતો નથી એમ અમારે સ્પષ્ટ કહેવું પડે છે.

२२. अरे, बीजी वात तो दूर रही पण जो भागवतमां पण वर्णाश्रमधर्मनी जरूर होत तो जे त्रैवर्णिक नथी, जेने वर्णाश्रमधर्मनो अधिकार नथी एवा सूतपुराणी पासे शौनको भागवत श्रवण करवा बेसत खरा? २२ माटे केशवराम शास्त्रीनो मत तद्दन खोटो छे. भागवतमार्ग श्री वल्लभाचार्यजीना आशयथी विरुद्ध छे अने भगवदीओने उंधे रस्ते दोरनारो छे, आथी स्पष्ट छे के स्वधर्माचरणं शक्त्या वगेरे का. २३१ मां कह्युं छे ते वैदिक वर्णाश्रमीओने माटे छे भागवत मार्गियोने माटेज नहिज. तेथी ज धर्ममार्गेण अने श्रीभागवतमार्गेण ए बे पदो का. २१२ मा जूदा मूक्यां छे. केमके भागवतमार्गमा तो स्वधर्म दासधर्म छे, वर्णाश्रम नही, ते आपणे सिद्ध कर्युं छे.

२३. श्री वल्लभाचार्यजी भागवतार्थ निबंधमां कहे छे के सर्वोऽपि तच्छुश्रूषुरधिकारी. भागवत सांभळवानी इच्छा राखनार सर्व भागवतना अधिकारी छे, श्री पुरुषोत्तमजी टीकामां कहे छे के यःकश्चिद् जात्यादिगुणरहितोऽपि" गमेते उत्तम जाति वगेरे गुणथी रहित पण अधिकारी छे"......तेथी पुष्टिमार्गिय भक्तोए तो निःशंकपणे सर्व काळमां, सर्वस्थानमां, श्रीभागवत, श्रीसुबोधिनी वगेरे नीरांते आनंदथी, सूतपुराणी जे त्रैवर्णिक न हता तेम अन्य शूद्र पासेथी पण श्रवण करवां.

२४. पृ. १०८ " श्रीगुंसाईजीए सु. १०-४४-१० मां ७ प्रकारना धर्म बतावी प्रथम नंबर श्रवण-कीर्तनने आपी वैदिक धर्मने छेक नीचे चोथो नंबर आप्यो छे. श्रीगोकुलनाथजी पण स्वधर्मनो अर्थ दासधर्म करे छे......श्री कल्याणरायजी अने हरिरायजी पुष्टिमार्गमां वर्णाश्रमधर्म आवश्यक छे एम मानता ज नथी, ते तेमनां पुष्टिमार्गलक्षणानि" वगेरे सेंकडो ग्रन्थो उपरथी स्पष्ट थाय छे......पृ. १०९, जयगोपाल भट्ट लाबो शास्त्रार्थ करी कहे छे के जो के वर्णाश्रमधर्मनो त्याग करी भक्ति करवाथी पाप लागतुं

નથી કેમકે ભાગવતમાં કહ્યું છે કે ઉદ્ધવ! આતો કરવું આતો ન કરવું એ બધી ભજગડ છોડ" તોપણ સ્ત્રી પુત્રને આપણા ઉપર વિશ્વાસ બેસે નહી અને બહિર્મુખો નિન્દા કરે, માટે વર્ણાશ્રમધર્મ જેટલા પાળી શકાય તેટલા કાપટયથી પાળવા. બાલાભાઈજી સ્વધર્મનો અર્થ વર્ણાશ્રમધર્મ કરે છે પણ કહે છે તે ગૃહસ્થાશ્રમ ફળનો પ્રતિબંધક છે...... જો વર્ણાશ્રમધર્મ અર્થ કરીએ તો શૂદ્ર ચંડાળ વગેરેને તે લાગુ પડે નહી અવ્યાપ્તિ થાય માટે दासधर्मज्ञ योग्य અર્થ છે.

૨૫. દેહ છે ત્યા સુધી વર્ણાશ્રમધર્મ અનિવાર્ય છે એ અર્થ શ્રી વલ્લભાચાર્યજી તથા શ્રી પુરુષોત્તમજીના અર્થથી વિરૂદ્ધ છે. બીજું એવા વર્ણાશ્રમધર્મ શાસ્ત્રીઓને શ્રીગોપીજને પોતેજ બહિર્મુખ કહ્યા છે. અને શ્રીગુંસાઈજીએ भक्तिहंस માં સ્પષ્ટ કહ્યુ છે કે શ્રીગોપીજનને માર્ગે ચાલનારને પહેલાં પ્રેમ ન હોય તો પણ પાછળથી પ્રેમ થાય છે. માટે વર્ણાશ્રમ કે કોઈ પણ ધર્મની દરકાર ન કરતાં તે માર્ગે નિઃશંકપણે ચાલવું. આખો લેખ વાચતાં અમને લાગે છે કે રા. કેશવરામ શાસ્ત્રી પુષ્ટિમાર્ગ લેશમાત્ર પણ સમજતા નથી.

૨૬. પૃ. ૧૧૨ જે ભકતો શાસ્ત્ર રહિત છે, સ્ત્રી, શૂદ્ર, દ્વિજ બંધુઓ છે. તેમના ઉદ્ધારક શ્રીકૃષ્ણ છે. તેમાં વિશેષ કરીને સ્ત્રીઓના ઉદ્ધારક છે. વર્ણાશ્રમીઓ મોક્ષ માટે સ્વબળ અને સ્વસાધન પર આશા રાખે છે, અહીં તો પોતાની સર્વ પ્રકારની નિઃસાધનતા તુચ્છતા સ્વિકારવાની છે.

૨૭. યજ્ઞ પત્નીઓ મર્યાદામાર્ગિય હતાં તેમને ભગવાને મર્યાદામાં જોડયાં, પુષ્ટિનું દાન કર્યું નહિ. બ્રહ્માનંદ કરતાં ભજનાનંદ ઉત્તમ છે.

૨૮. ધર્મશાસ્ત્રીઓની માફક પતિ પુત્રની સેવા કરવાનો ધર્મ તમે અમને શીખવો છો પણ તેમને ને અમને શું સંબંધ ? ધર્મશાસ્ત્રીઓ તો બહિર્મુખ છે, દેહધર્મને આત્મધર્મ માને છે. કેમકે તેનું ચિત્ત દેહમાંજ છે.

૨૯. પૃ. ૧૧૩ માં—આ રૂપ અને વેણુગીતથી ત્રિલોકમાંની કઇ સ્ત્રી આર્ય માર્ગમાંથી ન ચલાયમાન થાય ? અમને શું દુઃખ થાય છે તે જોવું હોય તો અમારા તપ્ત સ્તન અને શિર પર આપનું હસ્તકમલ ધરો. આમાં બે વાત મુખ્ય છે. આ ભક્તોને નથી દરકાર ધર્મશાસ્ત્રની ને નથી દરકાર લોકવેદની, એમને તો ભગવાનની નિકટદાસી થઇને સર્વદા સેવા કરવી છે, જ્યારે મર્યાદામાર્ગિય શ્રુતિઓ ભગવાનનાં સ્વરૂપને નેત્તિ નેત્તિ કહી શોધ્યાજ કરે છે ત્યારે પુષ્ટિમાર્ગિય શ્રુતિઓ ભગવાનનાં સ્વરૂપને સ્નેહથી વશ કરી તેની સાથે મનવાંછિત ક્રીડા કરે છે. અને અનુભવથી ગાન કરે છે કે ભગવાન્ રસરૂપ છે रसो वै सः रसं ह्येवायं लब्ध्वानंदी भवति.

૩૦. શ્રી વલ્લભાધીશ દૃઢતાથી માને છે કે કલિયુગમાં લોકો અત્યન્ત મલીન થઇ જવાથી વેદનો ઉપયોગ થઇ શકતો નથી,...... તેથી હવે પછી વેદની પ્રાચીન પ્રણાલિકાનો અને તેના અંગભૂત વર્ણાશ્રમધર્મનો ઉપયોગ રહ્યો નથી. હવે તો બહાર પ્રકટ થયેલા પ્રભુનીજ સેવા કરવાની છે.

૩૧. સ્ત્રીભાવો ગૂઢઃ પુષ્ટિમાર્ગે તત્વમ્. એમ મોટાઓ કહી ગયા છે.

૩૨. વેદ માર્ગથી વર્ણાશ્રમધર્મ પાળી સ્વતઃ સ્વબળથી મોક્ષ પ્રાપ્ત કરવાનો છે, તે માર્ગ ક્લિષ્ટ છે.

૩૩. વેદ માર્ગમાં વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા છે જ, ભાગવત માર્ગમાં લેશ માત્ર પણ નથી.જ, અને પુષ્ટિમાર્ગમાં તો રહેજ પણ સ્વબળ આગળ કરવાથી પુષ્ટિમાર્ગમાંથી પતન થાય.

૩૪. મ્હોટાઓ આ ભૂતલનો ત્યાગ કરે ત્યારે એમનો મોક્ષ થયો એમ વૈષ્ણવો કહેતા નથી પણ "લીલા વિસ્તારી લીલામાં પધાર્યા" વગેરે વાક્યો તેમને માટે કહેવામાં આવે છે.

શુ. ભ. મા. વર્ષ ૧૦, અંક ૫, શ્રાવણ સં. ૧૯૯૧ પૃ. ૧૬૧:—

૩૫. પુષ્ટિમાર્ગનો સૂર્ય અસ્ત થયો હોય એમ અમને લાગે છે. કેટલાક શ્રીગોસ્વામી બાલકોએ સદાચારની વિરૂદ્ધ જઈ સંપ્રદાયને જે નુકસાન કર્યું છે તે સર્વથી સમજી શકાય છે, પણ સંપ્રદાયના સિદ્ધાન્તોની વિરૂદ્ધના વિચારો સંપ્રદાયને જે નુકસાન કરી રહ્યા છે તે તેથી પણ વધારે ભયંકર છે. કેમકે સામાન્ય જનસમાજને તેની એકદમ ખબર પડતી નથી.

૩૬. પ્રાયશ્ચિત્ત બાબતમાં અમારા પરમ મિત્ર પ્રાપ્ત-ભગવચ્ચરણ શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામને પૂછતાં તેઓ કહેતા હતા કે સંપ્રદાયમાં પ્રાયશ્ચિત્ત વિષે શું યોગ્ય છે તે શ્રીસુબોધિનીજી, અણુભાષ્યના તૃતીય અધ્યાયમાં તેમજ શાંડિલ્ય ભક્તિસૂત્રમાં સ્પષ્ટ છે, અને તે વિશેનો સંપ્રદાયનો જે સિદ્ધાન્ત છે તે હવે અમે અહિં રજુ કરીએ છીએ.

## પુષ્ટિમાર્ગીય ભક્તોને પ્રાયશ્ચિત્તની અપેક્ષા જ નથી.

૩૭. પૃ. ૧૬૨ માં सर्वाश्रमाभिगमनं सर्वतीर्थावगाहनम् न तथा फलदं सौम्य नारायणकथा यथे"ति सूतवचनाच्च। ( शाण्डिल्यभक्तिसूत्रभाष्यम् २-२-१६ )

સર્વ આશ્રમમાં જવું, સર્વ તીર્થમાં પ્રવેશ કરવો એથી એવું ફલ નથી થતું કે જે ફલ નારાયણની કથાથી થાય છે, એ સૂતજીના વચનથી ભક્તિની ઉત્તમતા સિદ્ધજ છે. (શાં. ભ. સૂ. ૨-૨-૧૬.)

૩૮. ભક્તિને સિદ્ધ કરનાર ભક્તને કદાચિત્ પાપનો સંભવ હોય તો, તેને કર્મમાર્ગનું પ્રાયશ્ચિત્ત કરવાનું નથી હોતું એમ કહે છે— स्मृतकीर्त्योः कथादेश्चार्त्तौ प्रायश्चित्ताभावात्। १६॥

૩૯. भक्तिमार्गे ज्ञानरूपप्रायश्चित्तस्य वा कर्मरूपप्रायश्चित्तस्य वा अभावात् भक्तिप्रवर्तकाचार्यैः नारदादिभिरनङ्

गीकारादित्यर्थः ज्ञानकर्मणोरपि भक्त्यापेक्षया जघन्यत्वेन "न ज्ञानं नच वैराग्यं इति प्रभुणोक्तत्वात्, नहि प्रबल साधनवान् कदाचिदपि दुर्बल साधनमवलंबते, प्रायश्चित्ता-पेक्षैव भक्तानां नास्ति, प्रमेयबलेनैव परिशुद्धेः ભક્તિમાર્ગમાં જ્ઞાન રૂપ પ્રાયશ્ચિતનો અભાવ છે. ભક્તિમાર્ગમાં કર્મમાર્ગિય અને જ્ઞાનમાર્ગિય પ્રાયશ્ચિત્તનો મર્યાદા ભક્તિમાર્ગના પ્રવર્તકાચાર્ય નારદ વગેરે મહર્ષિઓએ સ્વીકાર કર્યો નથી. "જ્ઞાન અને વૈરાગ્ય શ્રેયસ્કારક નથી" એ વાક્યમાં પ્રભુએ પણ ભક્તિની અપેક્ષાએ જ્ઞાન અને કર્મ હીન છે, એમ ઉપદેશ્યું છે. પ્રબલ સાધનાવાળો કોઇ પણ વેળાએ દુર્બલ સાધનનું અવલંબન કરશેજ નહી. ભકતોને તો પ્રાયશ્ચિતની અપેક્ષાજ નથી. પ્રમેય બળથી ભગવાનના અનુગ્રહથીજ તેઓની શુદ્ધિ થાય છે.

૪૦. પૃ. ૧૬૩-૪...મહાન પાતકી હોય તો પણ તેના માટે પ્રાયશ્ચિત્ત રૂપ તો કીર્તન વગેરે ભક્તિજ છે, આ પણ तुष्यतु दुर्जनः એ ન્યાયે કહ્યું.

૪૧. भक्तस्याधिकारानुगुणं स्वल्पमपि कीर्तन प्रणामादिकं पापानां क्षेपकं नाशकमिति यावत्, अपरशब्दानां कर्मादि-प्रायश्चित्तबोधकशब्दस्य शास्त्रस्य हानात् त्यागात् निषेधा-दिति यावत्।

ભક્તના અધિકારને યોગ્ય સ્વલ્પ પણ કીર્તન પ્રણામ વગેરે પાપનો નાશ કરે છે કર્મ વગેરે પ્રાયશ્ચિત્ત જણાવનાર શાસ્ત્રનો તો નિષેધ કરવામાં આવ્યો છે.

## પુષ્ટિમાર્ગમાં રા. ધીરજભાઇનું સ્થાન

પૃ. ૧૬૫-૬ માં પ્રો. જેઠાલાલ ગો. શાહ એમ. એ. શું કહે છે?

૪૨. શ્રીસુબોધીનીજી-તામસ સાધન પ્રકરણનું ભાષાન્તર અને પ્રકાશન માટે ધન્યવાદ આપુ છું. રા. ધીરજભાઇનું સ્થાન સંપ્રદાયના

વિદ્વાનોમાં શ્રી. મગનલાલ શાસ્ત્રીજી પછી .અદ્વિતીય છે, તે સર્વને વિદિત છે. જેમણે પોતાનું સમસ્ત જીવન સંપ્રદાયના સાહિત્યના વાંચન અને શોધનમાંજ ગાળેલું છે, અને જેમણે સંપ્રદાયના સિદ્ધાન્તોને ઉંડી વેધક દ્રષ્ટિથી ભગીરથ પ્રયત્ને અવલોકેલા છે...શ્રીમદ્ વલ્લભાધીશના વાક્યોના આશયને અણુમાત્ર પણ વિકૃત નહી કરતા મૂળ સ્વરૂપમાં તેઓ રજુ કરી શક્યા છે. તેમણે ભાષાન્તરમાં અન્ય ભાષાન્તરકારોની માફક બિલકુલ સ્વતંત્રતા લીધી નથી.

૪૩. વર્ણાશ્રમધર્મ પરત્વે શ્રીમદ્ વલ્લભાધીશનો શો સિધ્ધાન્ત છે તે તેમણે વિનાસંકોચે અને નિર્ભયતાથી પ્રસિદ્ધ કર્યો છે.

૪૪. જેટલે અંશે વર્ણાશ્રમ ભક્તિમાર્ગમાં ભળે તેટલે અંશે ભક્તિનું મૂલ્ય ઓછું થાય છે. એટલુંજ નહી પણ તે ભેળસેળવાળો (વર્ણાશ્રમ) ધર્મ આત્માના આરોગ્ય માટે હાનિકારક છે.

## પૃ. ૧૮૩ માં તંત્રીની નોંધ પ્રાયશ્ચિત્તના સંબંધમાં.

૪૫. વ્રાત્ય વાણીઆઓ (જનોઇ વિનાના) એ પણ વિલાયત નજ જવું જોઇએ એવો કેવલ દંભ-પાખંડ જાહેરમાં ભજવાય છે......આ બધું કર્મમાર્ગીય વિદ્વાન આચાર્યો અને બ્રાહ્મણોના દંભ -પાખંડને આભારી છે.

૪૬...... આવા પંડિત મન્યોના ભોગ વૈષ્ણવો ન બને અને પ્રાયશ્ચિત્તના કલ્પિત ઓળાથી ન ડરે તેને માટે પ્રયાસ કરવાની ઘણી જરૂર છે. દર્શનમાત્રથી પતિતોને પાવન કરનાર પતિતપાવન તથા નિઃસાધનોદ્ધારક શ્રીનાથજી પણ નિજ અંગરૂપ સેવકોથી અભડાઇ જાય......તેમની ઉપર કર્મમાર્ગિય પ્રાયશ્ચિત્ત ઠોકી બેસાડવાની બાલિશતા બતાવાય ત્યાં શ્રી વલ્લભાધીશ્વરના દિવ્ય આદર્શો કેવી રીતે ઝળકશે?

૪૭. થોડાજ વખત પહેલાં, કાંકરોલીથી શ્રી દ્વારિકાધીશનો મહા-

પ્રસાદ લઇને આવતા વૈષ્ણવોને શ્રી નાથજીના પાક ઘરમાં સેવા કરતાં પહેલાં પ્રાયશ્ચિત્ત કરાવવામાં આવતું, એ બધાં આપણાં ભૂષણ કે દૂષણ ?

૪૮. પૂજ્ય સદ્‌ગત શાસ્ત્રીજી મગનલાલભાઇએ પુષ્ટિમાર્ગિય-ભક્તિમાર્ગિય જીવો માટે કેવું પ્રાયશ્ચિત્ત હોય તે વિષે એક શાસ્રાર્થ તૈયાર કર્યો હતો તેમણે તેમાં સાબીત કર્યું હતું કે ભક્તિમાર્ગિય જીવોને કર્મમાર્ગનાં પ્રાયશ્ચિત્તો લાગુ પડી શકતાં નથી.

૪૯. શાસ્ત્રીજીના પરમમિત્ર અને અત્યારે શાસ્ત્રીજીના સ્થાનને શોભાવી રહેલા પરમ ભગવદીય શ્રીયુત ધીરજભાઇ સાંકળીયાએ મારી વિનંતિ કબૂલ રાખીને પોતાનો અંગત મત દેખાડયા વિના પ્રાચીન ગ્રંથોના ઉતારા તથા તેનો સરસ અનુવાદજ આપવા માંડયો છે. માર્મિક વૈષ્ણવો આ વચન સુધાથી નિર્ભય બનીને કર્મમાર્ગિય પ્રાયશ્ચિત્તના ભયાનક ઓળાના ભયને ફગાવી દેશે અને અનન્યતારૂપ પાતિવ્રત્યથી નહીજ ડગે. કર્મમાર્ગિય આચાર્ય અને વિદ્વાનોએ કર્મ માર્ગનું તો પોતનું કરીજ નાખ્યું છે. હવે તેઓ ભક્તિમાર્ગને ડહોળી નાંખવા તૈયાર થયા છે.

તા. ૧૮-૧૦-૩૫ ના મુંબઇ સમાચારમાં રા. ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ, એડવોકેટ વર્ણાશ્રમ વિષે ગો. ૧૦૮ ગોકુલનાથજીના પ્રશ્નોતરમાં શું કહે છે:—

૫૦ નિબંધમાં શ્રી મહાપ્રભુજીએ સ્પષ્ટ કહ્યું છે કે "વર્ણાશ્રમીઓના મુખ્ય ધર્મો નષ્ટ થઇ ગયા છે અને તે પાળવાથી કાંઇ પણ અપૂર્વ ફલ સિદ્ધ થતુંજ નથી. વળી દેશકાળ વગેરે સર્વ સામગ્રી અશુદ્ધ હોવાથી તે ધર્મો પાળી શકાતાજ નથી. માટે હવે તો અદષ્ટ ફળ આપનાર વર્ણાશ્રમ વગેરે સર્વ ધર્મોનો ત્યાગ કરીને દૃષ્ટ ફળ આપનાર અને શીઘ્રફળ આપનાર ભગવાનની સેવા કથા એજ ધર્મો કરવા."

૫૧. હાથના બ્રાહ્મણ, વૈશ્યો વગેરે તો "સાપ ગયા અને લીસોટા રહી ગયા" જેવાજ છે રાંધ્યા ધાન વેચનારા બ્રાહ્મણો શુદ્ર નહી? વૈશ્યોને તો જનોઇજ ક્યાં છે? તે દ્વિજ કહેવાય?

૫૨. મેં સ્વતંત્ર વિચારો જણાવ્યા નથી પણ શ્રી મહાપ્રભુજી તથા અન્ય ગોસ્વામીઓના ગ્રંથોના ઉતારા ટાંકીનેજ તેમાંથી (વર્ણાશ્રમધર્મ આદિના) પ્રાપ્ત થતા વિચારો જણાવ્યા છે તે ઉતારામાંનાં એકનું પણ કોઇએ ખંડન કર્યું નથી.

૫૩. શ્રી હરિરાયજીએ સ્વમાર્ગિય શરણમાં અલકત્તો જોડે રહેવું નહી અને ભક્તિ માર્ગિઓએ સ્માર્તનો ત્યાગ કરવો......ધર્મ શાસ્ત્ર કરતાં ભક્તિશાસ્ત્ર વધારે બળવાન છે."...એ વાક્યોનો જવાબ કોઇથી આપી શકે તેમ નથી.

૫૪. લૌકિક વૈદિકને આવશ્યક નહી માનનારે સર્વ સંસારનાં કાર્યો પુષ્ટિમાર્ગમાં છોડી દેવાં જોઇએ અને તેમણે લંગોટી લગાવવી જોઇએ એનો ઉત્તર શ્રી મહાપ્રભુજીએ સન્યાસ નિર્ણયમાં આપ્યો છે. તે એ છે કે "ભક્તિમાર્ગિય જીવોએ સાધન દશામાં ત્યાગ કરવો નહી....... નિઃસાધન પુષ્ટિમાર્ગિય જીવોને લૌકિક વૈદિકનો ત્યાગ પ્રભુજ કરાવે છે, તેમના હાથમાં કશું નથી."

૫૫. ગોપીજનોએ કોઇ દિવસ લંગોટી લગાવી નથી તેમ ૮૪, ૨૫૨ માં પણ નથી. પુષ્ટિમાર્ગમાં લંગોટી હોયજ નહી. તેમાં તો સૌભાગ્યનાં ચિહ્ન હોય. પૂજ્ય પ્રાચીન ગોસ્વામી બાળકો તે (સૌભાગ્યવતીનાં) ચિહ્નો ધારણ કરતા હતા તે જોયાં છે. લંગોટી લગાવવાનો વિચાર તો જેઓ સ્માર્ત્ત વાતાવરણમાં હોય તેમનેજ આવે.

૫૬. શ્રી મહાપ્રભુજીએ તામસ સાધન પ્રકરણમાં કહ્યું છે કે "વૈદિકમાં આસકત જીવો લીલામાં ઉપયોગી થઇ શકતા નથી." અને સિદ્ધાન્ત રહસ્યમાં કહ્યું છે કે-સર્વેના દેહ અને જીવના સર્વ દોષો

બ્રહ્મ સંબંધથીજ નિવૃત્ત થાય છે. આ સર્વ વાકયોમાં સંપૂર્ણ શ્રદ્ધા-વાળાને કયા વૈદિક કર્મોની અપેક્ષા રહી?

૫૭. શ્રી મહાપ્રભુજીએ ભગવાને સ્વમુખથી કહેલાં વાક્યોનો નિર્દેશ કરીને જૂદો સ્વતંત્ર શરણમાર્ગ કથડયો તેથી શ્રી ગુંસાંઇજીએ **प्रथक्शरण मार्गोपदेष्टा** એવું નામ કહ્યું. એ માર્ગની સર્વ પ્રણાલિકા વેદમાર્ગ અને સ્માર્તમાર્ગથી તદ્દન જુદીજ સ્થાપી. બ્રહ્મસંબંધમંત્રને ગાયત્રી કરતાં પણ અત્યન્ત ઉતમ મંત્ર માન્યો અને તેનાથી સર્વ પાપના નાશની પ્રતિજ્ઞા શ્રી કૃષ્ણના નામથી કરી, આ સર્વ ઉપર પુષ્ટિમાર્ગિય વૈષ્ણવોએ પાણી ફેરવવું અને સ્માર્તમાર્ગ, વેદમાર્ગ અને પુષ્ટિમાર્ગનો ખીચડો કરવો એ ઉચિત નથી.

## પુષ્ટિમાર્ગમાં શિવશક્તિનું સ્થાન (૩)

વર્ષ ૯, અંક ૧૦, શુ. ભ. મા. નું ૧૯૯૧ પોષનું ફ્રોડપત્ર લે. રા. પ્રાણલાલ ન. મ્હેતા :—

૫૮. પુષ્ટિમાર્ગિય વૈષ્ણવો શ્રીકૃષ્ણ વિના અન્ય કોઇ દેવનો જરા પણ આશ્રય કરીએ તો અન્યાશ્રમ થાય **अन्यसंबंधगन्धोऽपि कन्धरामेव बाधते** (પોતાના ઇષ્ટ વિના) બીજાના સંબંધનો ગન્ધ પણ ગરદનજ કપાવી નાખે; એ વિઠ્ઠલેશ્વરનું વાકય છે.

૫૯. લક્ષ્મીપતિ નારાયણ પણ પુષ્ટિસ્વરૂપ નથી તો પછી પુષ્ટિમાર્ગમાં લક્ષ્મીજીનું યજન કેવી રીતે થઇ શકે?

૬૦ વ્રજકુમારીઓએ ભગવાન પતિ મળે તે માટે વ્રત અને કાત્યાયની દેવીનું પૂજન કર્યું. આ પુષ્ટિનું કાર્ય નથી, તેથીજ શ્રી મહાચાર્ય ચરણે ભગવત્ પીઠિકામાં વ્રજકુમારિઓની ભક્તિને મર્યાદા-ભક્તિ કહેલી છે...અન્યનું પૂજન કર્યું એટલે તેમની અનન્યતા ગઇ તેથીજ તેમની ભક્તિ પુષ્ટિભક્તિ નથી પરન્તુ મર્યાદાભક્તિ છે એમ આચાર્યચરણે સ્પષ્ટ આજ્ઞા કરી છે.

૬૧... પુષ્ટ વચના નંદ, સુનંદ વગેરે ગોપો પણ અંબિકા વનની યાત્રાએ ગયા હતા અને ત્યાં પશુપતિ (મહાદેવ) તથા અંબિકાની પૂજા કરી હતી તેથી અન્યાશ્રય કર્યો હતો. બીજા દેવોની યાત્રાએ જવાથી અનિષ્ટ થાય છે તેજ આ પ્રસંગથી પણ સિદ્ધ થાય છે.

૬૨. શ્રીકૃષ્ણના પટરાણી રુક્મણીજીએ પણ ભગવાન્ પતિ મળે તે માટે કુલદેવી અંબિકાનું પૂજન કર્યું હતું. આ ભાગવતનો ભાગ સમાધિભાષા નથી પણ મતાન્તર છે તેથી આ કથા પ્રમાણ નથી, ભાગવતની સમાધિભાષાજ પ્રમાણ છે બીજા ભાગ પ્રમાણ નથી.

૬૩. પુષ્ટિમાર્ગીય જીવોએ દેવીનું પૂજન કરવું એ યોગ્ય નથીજ, નથીજ.

## પૃ. ૧૨ પુષ્ટિમાર્ગમાં શિવજીનું સ્થાન. (૪)

૬૪. શિવ વૈષ્ણવોને પરમ આદરણીય અને પ્રણમ્ય છે એ સિદ્ધાન્ત પુષ્ટિમાર્ગનો નથી.

૬૫. વિવેક ધૈર્યાશ્રયમાં શ્રીમદાચાર્યચરણે બીજા દેવોના મંદિરે જવાનો, તેમનું ભજન કરવાનો અને તેમની પ્રાર્થના કરવાનો નિષેધ કર્યો છે. શ્રીકૃષ્ણાશ્રયમાં પણ સર્વ દેવોને પ્રાકૃત કહેલા છે,......પંચ પદ્યમાં પણ જે અન્ય દેવોમાં આસક્ત હોય તેઓને અધમ કહેલા છે.

૬૬. પૃ. ૧૩ માં પં. રમાનાથ શાસ્ત્રીનો લેખ તદ્દન પૂર્વાપર સંબંધ રહિત છે. "શ્રી વલ્લભાચાર્યના હૃદયમાં શિવનું સ્થાન" વિષયપર તેમણે લેખ લખ્યો છે પરન્તુ વાક્પતિ શ્રી વલ્લભાચાર્યજીની વાણીનું રહસ્ય તે જરા પણ સમજ્યા નથી.

૬૭. બ્રહ્મા, વિષ્ણુ અને શિવને શ્રીમદાચાર્યચરણે નિર્ગુણ-બ્રહ્મ કહ્યા જ નથી.

૬૮. શ્રીઆચાર્યજી કહે છે કે "યશોદાજીના ઉત્સંગ (ખોળા) માં (લાલિત શ્રીકૃષ્ણ) તેજ પરમતત્ત્વ જાણો, જેઓ પરમતત્ત્વ બીજું છે એમ કહે છે તેઓને આસુરો જાણો."

૬૯. અનન્યતા પુષ્ટિમાર્ગમાં મુખ્ય છે તે વિના પુષ્ટિમાર્ગીજ સંભવતો નથી, તેથી પુષ્ટિમાર્ગીય ભક્તથી શિવની પૂજા નજ થઇ શકે.

૭૦. પુષ્ટિમાર્ગના અગ્રગણ્ય ગણાતા સ્થાનમાં વિદ્યાવિભાગના સંચાલક હોવાનુ અભિમાન ધરાવનાર દેવર્ષિ રમાનાથ આ આચાર્યશ્રીના સિધાન્ત વિરુદ્ધ નૈમિત્તિક કર્મ અને તે સમયે શિવ, ગણેશ વગેરેના પૂજનરૂપ અન્યાશ્રય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ અવશ્ય કરવાં જોઇએ એવો બોધ દેવાની ધૃષ્ટતા કરે એ આ માર્ગની આધુનિક શોચનીય સ્થિતિ દર્શાવે છે. ભગવાન્ શ્રીકૃષ્ણ આવા માયાવાદી શાસ્ત્રીઓને હવે આ માર્ગથી દૂર રાખે એજ પ્રાર્થના !

૭૧. વર્ણાશ્રમધર્મ નષ્ટપ્રાય થઇ ગયો છે અને તેનો પુનરુદ્ધાર અસંભવિતજ છે એમ હિંમત-નિર્ભય પણે ઉદ્ઘોષ કરનાર તો એકજ જગદ્ગુરુ શ્રીવલ્લભાધીશ્વર છે.

## ગોસ્વામીઓ પગમાં ઝાંઝરાં પહેરે છે.

શ્રી. ભ. મા વ. ૯, અ. ૧૧, માવ ૧૯૯૧ પ્રશ્નોત્તર પૃ ૩૪૫મા.—

૭૨. શ્રી નાથદ્વારના તથા શ્રી કાંકરોલીના ગોસ્વામી આચાર્યો સર્વે ચરણાવિંદમા સોનું પહેરે છે એટલુજ નહી પણ મોટા પ્રામાણિક શ્રીમદ્જી ઉપનામ શ્રીગોપીકાવંકાચાર્યજીને મહારાણા સાહેબે સુવર્ણ લંગરો ચરણારવિન્દમા પહેરાવ્યા છે. વળી પરંપરા પ્રાપ્ત પ્રામાણિક આચાર્યશ્રી કનૈયાલાલજી કોટાવાળાના ઘરમા શ્રી રણછોડલાલજી પણ (ઝાંઝરા-લંગર) પહેરે છે. શ્રી બિકાનેર મહારાજે શ્રી ગોકુળચન્દ્રમાજી ત્યાં પધાર્યા ત્યારે સર્વ આચાર્યવંશ્યોને સુવર્ણના આભરણો ચરણારવિન્દમા ધરાવ્યા છે.

૭૩. પૃ. ૩૫૮મા કૌડિન્ય ઋષિ અને ભરવાડ જાતિમા સ્ત્રીદેહ ધારણ કરનાર ગોપીજનોને પોતાના આદિ આચાર્ય માન્યા છે.

૭૪. વૈશ્યત્વ કરતા વૈષ્ણવત્વજ સ્વીકાર્યું શ્રેષ્ઠ છે.

પુ. ભ. મા. વર્ષ ૧૦, અં. ૩, જ્યેષ્ઠ ૧૯૯૧ પૃ. ૧૦૯માં :—

૭૫. ભક્તિમાર્ગના મંદિરો અને બેઠકો જેવાં પવિત્ર સ્થળોમાં રાચારી પાખંડીઓ ફેલાઇ ગયા છે, અને ભક્તિમાર્ગને કલંકિત રી રહ્યા છે તેને અટકાવવાની જરૂર છે.

૭૬. પૃ. ૧૧૪ માં પત્રવ્યવહારમાં રામદાસજી ગાય છે "શ્રી વલ્લભકે એક રોમમેં કોટિ ગોવર્ધનરાય."

૭૭. પૃ. ૧૧૬ માં "પુષ્ટિમાર્ગમાં પ્રગટ દેખાય પ્રગટ અનુભવાય તેનુંજ નામ પુષ્ટિમાર્ગ.

## પુષ્ટિમાર્ગમાં શ્રાદ્ધને સ્થાન નથી.

તા. ૧૦-૮-૨૪ ના "ગુજરાતી"માં ઉત્સવલાલ સાંકલચન્દ પરીખે ઉપરના શીર્ષકવાળો એક લેખ લખ્યો છે તેનો ઉપયુક્ત ભાગ નીચે છે.

૭૮. "ભગવદીય મગનલાલભાઈ શાસ્ત્રીજીએ "મર્મજ્ઞ વૈષ્ણવો શ્રાદ્ધ કરતા નથી, શ્રાદ્ધ કરવું પણ નહી કારણ કે વૈષ્ણવોએ તામસ પ્રેતપૂજન નજ કરવું." એ વાકયથી પુષ્ટિમાર્ગમાં શ્રાદ્ધને સ્થાન નથી.

૭૯. ધર્મશાસ્ત્ર અને પુષ્ટિમાર્ગમાં સર્ષપ અને મેરૂ જેવડો મહાન ભેદ છે.

૮૦. પુષ્ટિમાર્ગિય વૈષ્ણવો પર ભગવત્ કૃપા હોવાથી તેમનો કદાપિ નરકમાં પાત થનોજ નથી, એ લાયસન્સ અવશ્ય તેમને માટેજ છે.

૮૧. શ્રાદ્ધમાં પિતૃઓની પૂજા થાય છે...વસ્તુતઃ પિતૃઓ દેવ પણ નથી.

૮૨. (એવા માર્ગે શ્રીવલ્લભવરનો જ્યાં પ્રવેશ નહિ વિધિહરનો) જેમાં બ્રહ્મા અને હરનો પ્રવેશ નથી એવા શુદ્ધ પુષ્ટિમાર્ગના ભગવદીઓ વસુ વગેરે દેવોની અથવા પિતૃઓની શા માટે ભક્તિ કરે ?...

૮૩ જે મનુષ્યોની પોતાના દુષ્ટ ...સોથી મૃત્યુ પછી અધોગતિ થાય છે તેઓનો ઉદ્ધાર કરવા શ્રાદ્ધ કરવાના છે ... પરન્તુ શુદ્ધ પુષ્ટિમાર્ગમા કોઇનો નરકપાત થતોજ નથી શુદ્ધ પુષ્ટિભક્તો તો ભગવાનની નિત્ય લીનામા પ્રવેશ કરે છે, તેઓ નિરન્તર નિરવધિ આ... દરમા નિમગ્ન છે, તેમને ઉત્તમ ફલ પ્રાપ્ત થઇ ચૂકયુ છે, તેમનો ઉદ્ધાર કરવાનો ... નથી" પ્રયોજ નથી, તેથી તેમને માટે શ્રાદ્ધ કરવાની આવશ્યકતા ... માટે

શુ ભ વર્ષ ૯ અ. ૧૨ મા પૃ ૪ —

૮૪. આસુરીજનને અવિદ્યા સહિત પાપી ગણી આપી છે એ જીવોને પ્રથમ થકી ભગવાનનુ સેવન કરવાનો અધિકાર નથી, તેથી તેઓને પિતૃલોકની પ્રાપ્તિમાટે સૂર્ય, ચન્દ્ર, પિતૃ એવા દેવતાઓની ઉપાસના વેદમા બતાવી છે સૂર્યની ભક્તિ કરનાર જીવને કર્મજડની સંજ્ઞા શાસ્ત્રમા (') આપેલી છે.

૮૫ પૃ ૮ આસુરી જીવ છે તેનો અધિકાર પ્રથમથી ભગવાનની ભક્તિ કરવામા નથી અને તે જીવોની પ્રીતિ પણ ધન, સ્ત્રી, પુત્ર, રાજ્ય, સ્વર્ગ ઇત્યાદિકમા છે, તેથી વર્ણાશ્રમકર્મના દેવતા જે ચન્દ્ર, અગ્નિ, સૂર્ય, પિતૃ ઇત્યાદિકની ઉપાસના એમને બતાવી તેથી વર્ણાશ્રમના કર્મનો સપ્રદાય અવિદ્યા સહિત જીવોને સ્વર્ગાદિક સ્થાનની પ્રાપ્તિ થવા સારૂ કહ્યો છે એથી વેદમા તથા મનુસ્મૃતિમા મુક્તિ કહી નથી .. વર્ણાશ્રમી આ સપ્રદાયથી જુદી ઇચ્છા થતા નથી

૮૬. પૃ ૯–૧૦ વર્ણાશ્રમાદિક ધર્મો તુચ્છ ફલના આપનાર કહેવાયા છે એ થકી જન્મ મરણનું બંધન કહ્યુ છે . વર્ણાશ્રમી લોકોને ફકત સ્વર્ગ નરક કહ્યુ છે તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રી આ કોઇની મુક્તિ વર્ણાશ્રમના કર્મથી નથી

૮૭ પૃ ૧૮. જે બ્રાહ્મણો નિર્ધન છે અને કુટુબ પોષણ કરવામા અસમર્થ છે તેવા બ્રાહ્મણો પેટ ભરવા સારૂ સન્યાસ ગ્રહણ કરીને જ્યા ત્યા પોતાનુ પેટ ભરે છે

૮૮. પૃ ૧૯-૨૦. વર્ણાશ્રમીઓને કોઈ શાસ્ત્રમા મોક્ષની પ્રાપ્તિ કહી નથી . તેથી ચારે આશ્રમના ધર્મો મોક્ષના ઉપયોગી નથી

૮૯ પૃ ૨૭ વર્ણાશ્રમમા એક બ્રાહ્મણ દેહવાળાને સન્યાસાશ્રમમા ભગવાનના ધ્યાન થકી સત્યયુગમા મોક્ષ કહેતો છે બીજા સઘ વર્ણાશ્રમીઓને વર્ણાશ્રમધર્મ થકી મોક્ષ કહેતો નથી તેથી વર્ણાશ્રમના ધર્મ બધા વર્ણાશ્રમીને મોક્ષસાધક નથી

૯૦ પૃ ૨૦. એક બ્રાહ્મણની દેહવાળાને સન્યાસ લેવા કહ્યુ છે અને તે સન્યાસના ધર્મમા બરાબર ચાલે તો તેને બ્રહ્માના સ્થાનની પ્રાપ્તિરૂપ મોક્ષ કહ્યો છે. તે સ્થાન થકી ફરી જન્મ પૃથ્વીમા લેવો પડે છે (છતા પણ શંકરાચાર્યે પુનરાવર્તી લોક માટે સન્યાસ લીધો હતો)

૯૧ શુ ભ વર્ષ ૧૦ અ ૧ પૃ ૨૨ મા "વહુ બેટી ગોપના સ્વરૂપ છે . ગોસ્વામી બાળકો શ્રીગોપીજનના સ્વરૂપો છે તેથીજ શ્રીવિઠ્ઠલનાથાદિ ગોસ્વામીઓ પણ હિંડોલા વગેરે ઝુલાવતા પ્રતિદિન શ્રીગોપીજનના ભાવથી શ્રીઅંગે વિવિધ રંગે રંગિત સાડી, અને શ્રીહસ્તે કંકણાદિ ધરતા અને અદ્યાવધિ પણ આરતી વગેરેના સમયે રે છે શ્રી ગોપીભાવનાથી વેણી-ચોટલો પણ રાખેજ છે અને રાસલીલાજ ફક્ત ભાવ્ય છે

૯૨. પૃ ૨૩. "રતિ પથ માર્ગ" ના પથિક બનાવવા એ મનુ ધ્યેય છે

૯૩ પૃ ૨૭ શ્રી મહાપ્રભુએ કહ્યું જે "દમના તેરે લીયે યહ ર્ગ પ્રગટ કીયો હૈ" આમા "દમલા' શબ્દ સ્ત્રીભાવ સૂચક છે, ને તે લલિતા સખીનુ સ્વરૂપ છે

૯૪ પૃ ૩૨-૩૩. શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગ રહસ્ય, તેમજ ણાલિકા આદિ દામોદરદાસજીને સમજાવી હૃદયમા સ્થાપિત કરેલા તા કારણ કે સઘળા બાળકોને દામોદરદાસજી ખિજડાવેશ આવો

વિચાર કરીને પોતે સન્યાસ ગ્રહણ કર્યો. માર્ગ તથા ઉત્સવના પ્રકાર શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસજીને કહ્યા છે માટે તેમને તમે પૂછજો તે તમને કહેશે એમ માતાજી શ્રી અક્કાજીએ ગુસાંઈજીને કહ્યું. શ્રી વિટ્ઠલનાથપ્રભુએ દામોદરદાસજીના પિતાશ્રીનું શ્રાદ્ધ કરાવી આપ્યું અને તે શ્રાદ્ધ સરાવ્યાની દક્ષિણા માગો ત્યારે "સિદ્ધાન્ત રહસ્ય" ગ્રન્થના દોઢ શ્લોકની વાર્તા દક્ષિણામાં કહી ત્યારે ગુસાંઇજીએ વધારે કહેવાનું જણાવ્યું, ત્યારે દામોદરદાસજીએ કહ્યું જે મેં તો તેટલોજ સંકલ્પ કર્યો હતો. તે પછી દામોદરદાસે સ્વમાર્ગની પ્રણાલિકા, ભાગવત ઉપર શ્રીમહાપ્રભુજીનાં સુબોધિનીજી નામની ટીકા, બીજા ગ્રંથો ઉપરની ટીકા, ભાષ્ય, વિવરણ જે આચાર્યચરણ વિરચિત ગ્રન્થ સાહિત્ય અને પુષ્ટિમાર્ગના રહસ્યની વાર્તા જેટલી શ્રીમદાચાર્ય ચરણે હૃદયારૂઢ કરાવી હતી તે સર્વે શ્રીગુસાંઇજીને કહી સંભળાવી. ત્યાર પછી શ્રીગુસાંઇજી દામોદરદાસજીને દંડવત્ કરવા દેતા નહી અને ચરણોદક લેવા દેતા નહી (ટુંકમાં દામોદરદાસ શ્રીગુસાંઇજીના ગુરૂ થયા તેથી તેઓ લેવા દેતા નહી હોય).

૯૫. દામોદરદાસજી જો પ્રગટ થયા ન હોત તો પુષ્ટિમાર્ગની સ્થિતિ હોત કે નહી તે એક પ્રશ્ન રહે છે.

૯૬. શુ. ભ. વર્ષ ૧૦. અં. ૨, પૃ. ૬૨. "ગોપીજનો માટે યોગસાધના અથવા જ્ઞાનપ્રાપ્તિ લગભગ અસંભવિત હતી તેથી તેમણે પ્રભુપ્રાપ્તિ વહેલી થાય એવો સરલ માર્ગ (ભક્તિમાર્ગ-પ્રેમમાર્ગ-એને પુષ્ટિમાર્ગ પણ કહી શકાય) દ્વારા પ્રભુ મેળવ્યા તેથી તો તે ઉલ્ટાં વંદન માટે યોગ્ય છે" (ગોપીજનો માટેનો માર્ગ ગોસ્વામીઓએ સ્વીકાર્યો તેમને માટે પણ યોગસાધના જ્ઞાનપ્રાપ્તિ અસંભવિત ખરી)?

૯૭. પૃ. ૭૦ માં વર્ણાશ્રમીઓ તો કોનું ખાવું અને કોનું ન ખાવું તેની સાદમારીમાંથી પરવારતા નથી. આપણો તો સિદ્ધાન્ત છે કે જે સાત્વિક ઉત્તમ પદાર્થ પ્રભુને ધરાવેલો હોય તે જ સેવો. વર્ણાશ્રમીઓ જેવી બ્રાહ્મદષ્ટિ આપણે રાખવાની નથી......

૯૮. શ્રીવલ્લભકુલના પ્રાચીન સ્વરૂપો સેવાપરાયણ રહીને પોતાના શ્રીમસ્તકે બીરાજતા નિધિ સ્વરૂપનુંજ અધરામૃત લઇને પાતિવ્રત્યનો આદર્શ ખડો કરતાં હતાં. હવે તો દક્ષિણમાંથી આવતાં શ્રીવહુજીઓ રસોઇની સેવા પણ નાજ કરી શકે. માત્ર પ્રભુના ચરણ-સ્પર્શ કરીનેજ બેસી રહે! તો પછી નિધિ સ્વરૂપને ભોગ ધરીને સેવાની વાતજ ક્યાં રહી?

૯૯. શુ. ભ. વર્ષ ૧૦ અંક ૬–૭ પૃ. ૧૦૩ માં "એ સૂર્ય દેવનો ઉપાસક હતો તેથી એની પ્રાયશ્ચિત્તમાં મતિ થઇ." (પુષ્ટિ-માર્ગમાં પ્રાયશ્ચિત્તની જરૂર નથી નારાયણ સ્મરણ જ પાપનુ પ્રાય-શ્ચિત્ત છે. એમ મનાવાય છે.)

૧૦૦. પૃ. ૨૦૫ **सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधि-गोचरः। इति भगवदुक्ते विधिवाक्यमेव प्रमाणीकुर्वन्वा वर्णाश्रमाचारादिकं नापेक्षन्ते।**

ચિહ્ન સહિત આશ્રમોનો ત્યાગ કરીને વિધિ ગોચર નહી થઇને ફર્યા કરવું એમ ભગવાને કહેલું જે **વિધિ વાક્ય તેને પ્રમાણ માનીને તેઓ વર્ણાશ્રમ આચાર વગેરેની અપેક્ષા કરતા નથી.** (તા. ૭-૧૫-૬૮/૬૯ વિશ્વનાથ ચક્રવર્તી ટીકા.)

૧૦૧. પૃ. ૨૦૫ "શ્રી પુષ્ટિપીયૂષ"ના ૪ થા વર્ષના ૧ લા અંકમાં "જાતિ જન્મથી કે ગુણકર્મથી" એ નામના લેખમાં "પુષ્ટિ-માર્ગમાં બ્રાહ્મણ્ય વગેરે જાતિ નથી પણ દેવતા છે...જાતિ માનવી અને તે જન્મથી કે ગુણ કર્મથી એ પ્રશ્ન કરવો તે બંને પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ છે."

૧૦૨ પૃ. ૨૦૬. **ब्राह्मण्यं काचिद्देवता सा यस्मिन् देहे अभिव्यक्ता भवति ते ब्राह्मणा इत्युच्यन्ते अत एव शापादिना शूद्रदेहं चाण्डालत्वमनुग्रहेण ब्रह्मत्वमिति।**

બ્રાહ્મણ્ય કોઈ દેવતા છે. તે દેવતા જે દેહની અન્દર અભિવ્યક્ત

(પ્રગટ) થાય તે બ્રાહ્મણુ કહેવાય. તેથીજ શાપ વગેરેથી શદ્રતા ચાંડાલત્વ વગેરેની પ્રાપ્તિ થાય છે, અને અનુગ્રહથી બ્રહ્મત્વ પણુ પ્રાપ્ત થાય છે.

૧૦૩ પૃ. ૨૦૭. બ્રાહ્મણુત્વ વગેરે જો જાતિ હોત તો વ્યક્તિને છોડી જતી રહેત નહી.

મતંગે બહુ કાલ તપ કરવાથી તેના પર ઇન્દ્ર પ્રસન્ન થયા, અને તેને બ્રાહ્મણુત્વની પ્રાપ્તિ થઈ (!) માટે અમુક વ્યક્તિ બ્રાહ્મણુ છે, એવી પ્રસિદ્ધિ માત્રથી થતું લૌકિક જ્ઞાન એ ઘણુંખરૂં જ્ઞાનાભાસ જેવું ખોટું છે. કોઇક વારજ તે જ્ઞાન ખરૂં હોય છે. (વાદાવલિ પાનું ૧૬૭.)

૧૦૪ પૃ. ૨૩૯. અગ્નિહોત્રાદિક આવશ્યક ક્રિયાઓ અધિકારીએ લોક સંગ્રહાર્થ કરવાની છે.

૧૦૫ પૃ. ૨૪૪. ભગવાને ભક્તનો અંગીકાર કર્યો છે, તેથી ભક્તિમાર્ગીએ સ્માર્ત્તનો ત્યાગ કરવો. ધર્મશાસ્ત્ર કરતાં ભક્તિમાર્ગ વધારે બળવાન્ છે.

જ્યાં સ્માર્ત્તનો ત્યાગ કરવાનો કહ્યો ત્યાં પ્રાયશ્ચિત્ત વગેરે કેમ થાય?

૧૦૬ પૃ. ૨૪૫. ધર્મનિષ્ઠા નહી તે પુષ્ટિમાર્ગ, લોકવેદની સાપેક્ષ્યતા નહી તે પુષ્ટિમાર્ગ, જ્યાં લોકવેદના ભયનો અભાવ તે પુષ્ટિમાર્ગ, (છાંડ લોક વેદ મર્યાદા.)

૧૦૭ શુ. ભ. વર્ષ ૧૦ અંક ૮ પૃ. ૨૭૭. જેમ મર્યાદા માર્ગમાં વર્ણાશ્રમ વિરૂદ્ધના નિષિદ્ધ આચારથી પતિત થવાય તેમ આ માર્ગમાં ભક્તિમાર્ગ વિરૂદ્ધ ધર્માચરણુ કરવાથી પતિત થવાય છે........જ્યારે શ્રી વલ્લભાચાર્યજીએ ભગવાનની આજ્ઞાથી પોતાના માર્ગનું પ્રાકટ્ય કર્યું, ત્યારે પ્રતિજ્ઞા પણુ કરી, કે જેઓ આ માર્ગમાં શરણે આવશે તે સર્વને આ માર્ગના પુરુષાર્થોનું દાન કરીને હું ઉદ્ધાર કરીશ."

૧૦૮ પૃ. ૨૭૮. "સ્વધર્મ તરીકે લૌકિક વૈદિક ધર્મો કરવાથી ભક્તિમાર્ગમાં બાધ આવે. આ માર્ગમા અપ્રામાણ્યની શંકા સાધારણ મનુષ્યોને થાય એ હેતુથી કાપટયથી લૌકિક વૈદિક ધર્માચરણ કરવું. સહજ ધર્મ તરીકે નહી. તેથીજ પુ. પ્ર. મર્યાદામા કહ્યું છે કે **लौकिकत्वं वैदिकत्वं कापटयादिति।**

૧૦૯. પૃ. ૨૭૯. **लौकिकवैदिकमार्गापेक्षया पुष्टिमार्ग उत्कृष्ट इत्युक्त भवति।** લૌકિક અને વૈદિક માર્ગો કરતા પુષ્ટિમાર્ગ ઉત્કૃષ્ટ છે. (સુ. ૧-૧૮-૨૩) જપ સમયે કયા સ્વરૂપનું ધ્યાન કરવું તે મહાપ્રભુજીએ બતાવ્યુ છે. **रासलीलैकतात्पर्यः** એ વાકયથી શ્રીમદાચાર્યનું તાત્પર્ય સદા સર્વદા રાસલીલામા છે. પુષ્ટિમાર્ગીય ભગવદીઓને મર્વાત્મભાવપૂર્વક રાસરથ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવો એજ હેતુ છે."

૧૧૦ પૃ ૨૮૦. પુષ્ટિમાર્ગિય મોક્ષમા **जलेनिमग्न जलपानवत्।** એ ન્યાયે કેવલ એકલાજ નહિ, પરન્તુ સ્વરૂપાનંદના અનુભવપૂર્વક રસાત્મક પ્રભુની સાથે સકલેન્દ્રિયથી સર્વ કામ ભોગ કરવો એજ આ પુષ્ટિમાર્ગિય મોક્ષની વિલક્ષણતા છે.

૧૧૧. મુબઇ સમાચાર તા. ૯-૧૧-૩૫ મા રા. ધીરૂભાઇ આ. વકીલ લખે છે કે'—

બીજા સર્વ ધર્મો બધુ સમયે ફલ આપનારા તથા કપટવાળા છે. એમ બન્ને રીતે હીન છે. એમ કહીને શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે "બીજા સર્વ ધર્મોને છોડીને ભગવદ્ ભજન કરવું......યજ્ઞરૂપી ધર્મ કપટવાળો છે. આચાર રૂપી પૌરાણિક ધર્મ પણ કપટવાળો છે...... તપ વગેરે ધર્મ શરીર વગેરેને દુ:ખ આપનારા હોવાથી તે પણ કપટવાળો છે. એ સર્વ ધર્મોમા આ તો કરવુ અને આ તો ન કરવું એમ કાપટ્યજ હોય છે. માત્ર ભગવદ્ ભજનમાંજ કપટ નથી."

૧૧૨. કુંભાર, સુથાર, લુહાર, પાટિદાર, લુવાણા વગેરે નાતરી-

આ જ્ઞાતિના લોકો તથા જૈનો જેઓ હિન્દુ પણ ગણાતા નથી. તેઓ પણ જો પુષ્ટિમાર્ગમા આની મર્જાદ લઇ શકે છે તો પુષ્ટિમાર્ગમા વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા છે. એનો અર્થ શું? જે અન્ય ધર્મમાર્ગનાને પણ રસ દાન કરે તેને વર્ણાશ્રમનું શુ કામ? મહાપ્રભુજી કહે છે કે "કલિયુગમા તો સર્વ ધર્મોની નિવૃતિ થઇ ગઇ છે, તેથી સૂતકમા જેમ સૌ નવરા હોય છે તેમ હવે સૌને પુષ્કળ અવકાશ છે, કેમકે વર્ણાશ્રમ કે કોઇ ધર્મ કરવાના રહ્યાજ નથી. વેદમા વિધાન કરેલા કર્મો કરવાના કલિયુગમા કહ્યાજ નથી.

૧૧૩. પુષ્ટિમાર્ગિય ભક્તોએ સર્વ ધર્મોના ત્યાગ કરીને ભગવાનના ગુણગાનજ નિત્ય કરવા.

૧૧૪. બ્રહ્મસંબંધ મંત્ર જેટલુ બળ કોઇ પણ મંત્રનુ નથી. તે સર્વના દેહ અને જીવના સર્વ દોષોને નિવૃત્ત કરે છે. (તે દોષોની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિતની જરૂર નથી.)

૧૧૫. વિવેક ધૈર્યાશ્રયમાં લખ્યુ છે કે **कलौ भक्त्यादिमार्गाहि दु साध्या इति मे मति.।** શ્લોક ૧૭

કલિમા ભક્તિ વગેરે માર્ગો દુ:ખેથી સાધી શકાય છે.

૧૧૬. ભગવ° ધર્મો એ આત્મ ધર્મ હોવાથી અન્તરંગ છે, જ્યારે આશ્રમ ધર્મ દેહ ધર્મ હોવાથી બહિરંગ (અસિદ્ધ) છે. અણુભાષ્ય ૩-૪-૩૩.

૧૧૭. **लौकिकत्वं वैदिकत्व कापट्यात्तेपु नान्यथा। (पु प्र. म. २०.)**

પુષ્ટિમાર્ગીય જીવોમા લૌકિક અને વૈદિક પણ કાપટયથી લોકસંગ્રહ માટે છે, અને આ એક દેખીતીજ છેતરપિંડી છે.

૧૧૮. બ્રહ્મસંબંધ થયા પછી તદીયત્વ પ્રાપ્ત કરીને જીવનો વિનિયોગ પ્રભુમાં સંપૂર્ણપણે ન થતા લૌકિક વૈદિકમા થાય તો તેટલે અંશે તદીયત્વને હાનિ પુગે અને પાતિવ્રત્યનો ભંગ થતા

અનન્ય ભક્તિમાં વ્યભિચાર દોષ પ્રાપ્ત થાય. (પુ. મા. વચનામૃતો પૃ. ૩૧.)

૧૧૯. પુષ્ટિમાર્ગિય ગ્રંથોમાં વિહિતમાર્ગ-વૈદિકમાર્ગ-આર્ષમાર્ગ-સાધનમાર્ગ-પ્રમાણમાર્ગ ઇત્યાદિ નામો મર્યાદામાર્ગને આપેલાં છે. (પુ. મા. વ. પૃ. ૪૨.)

૧૨૦. અવિહિતમાર્ગ, કૃપામાર્ગ, નિઃસાધનમાર્ગ, ફલમાર્ગ, પ્રમેયમાર્ગ, નિરૂપધિસ્નેહમાર્ગ, ઇત્યાદિ સંજ્ઞા પુષ્ટિમાર્ગની છે. (પૃ. ૪૨.)

૧૨૧. પુષ્ટિમાર્ગમાં લોકવેદની અપેક્ષા નથી. લોકવેદનો ભય પણ નથી. (પૃ. ૪૪)

શુ. ભ. વર્ષ ૧૦, અંક ૧૦ ના રા. સાંકળીયાના વધારામાં પૃ. ૩૭૦ માં:—

૧૨૨. પુષ્ટિ એટલે અનુગ્રહ, ભગવાનના અનુગ્રહમાં કાંઇ પણ ન્યૂનતા નથી કે જેથી તેને વર્ણાશ્રમ ધર્મ કે બીજા કોઇ ધર્મની આવશ્યકતા હોય.

૧૨૩. ગીતામાર્ગીયને પણ શ્રીગોકુલેશજી મર્યાદામાર્ગીય ભક્તજ કહે છે. શુદ્ધ પુષ્ટિમાર્ગીય કહેતા નથી, કેમકે તેનું ફલ તો મુક્તિ પર્યન્તનું છે. (પુષ્ટિમાર્ગથી ગીતામાર્ગ જૂદો છે.)

૧૨૪. કોઇ પણ સાધન કર્યા વિના મોક્ષની ઇચ્છા થવી તે પુષ્ટિ, અને વૈદિક સાધનથી મોક્ષની ઇચ્છા થવી તે મર્યાદા, માટે જો પુષ્ટિમાર્ગમાં વર્ણાશ્રમની આવસ્યકતા સ્વીકારશો તો પુષ્ટિ અને મર્યાદાનાં લક્ષણજ જુદાં ટકી શકશે નહિ.

૧૨૫. જો પુષ્ટિમાર્ગમાં વર્ણાશ્રમની આવશ્યકતા હોય તો તદ્દન હલકી જાતના જેઓ ગણાય છે, જેવાકે સોની, દરજી, સુથાર, લુહાર, વગેરેનો તથા સર્વ અત્રૈવર્ણિકનો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થઇ શકેજ નહિ, અને જૈનોને બ્રહ્મસંબંધ આપી મર્જાદ આપવામાં

આવે છે તે પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ કહેનારો વળી જે હિન્દુથી ઇતર જાતિઓ જેવા કે રસખાન, તાજબીબી વગેરે પુષ્ટિમાર્ગીય ભક્ત કહી શકાયજ નહિ

૧૨૬ अत एव पुष्टिमार्गेऽङ्गीकृतस्य ज्ञानादि नैरपेक्ष्यं मर्यादायामङ्गीकृतस्य तदपेक्षितत्व च युक्तमेवेतिभावः। (અ ભા ૦ ૦ ૨૯) તેમા કહ્યુ જે "માટેજ પુષ્ટિમાર્ગમા જેનો અગીકાર કરેલો છે તેને વર્ણાશ્રમની ક્રિયા અને સાધન દ્વારા થતા જ્ઞાનાદિની અપેક્ષાજ નથી, અને મર્યાદા માર્ગમા જેનો અગીકાર છે તેને જ્ઞાનાદિ સાધનની અપેક્ષા છે એ યોગ્યજ છે, (પૃ. ૦૭૧)

૧૨૭ જે સ્ત્રી શૂદ્ર વગેરેનો ઉદ્ધાર કરવાને સમર્થ છે જેમનુ (વલ્લભાચાર્યનું) નામજ શ્રી ગુસાઇજીએ स्त्री शूद्राद्युद्धृतिक्षम આપ્યુ છે તેને વર્ણાશ્રમ સાધનની શી અપેક્ષા ?

૧૨૮ पुष्ट्याद्यङ्गीकृतस्य सर्वानपेक्षा, (અ ભા ૩ ૪૨૫) કર્મ, જ્ઞાન, ભક્તિ, સર્વેની અપેક્ષા પુરષોત્તમના જ્ઞાનની ઉત્પત્તિમા છે પણ પુષ્ટિમા અગીકૃત જીવને સર્વની અપેક્ષા નથી. (પૃ ૦૭૨)

૧૨૯ ગોવિન્દના ગુણ ગાનમા જે સુખાવાપ્તિ થાય છે, તે શુકદેવજીને આત્મામા પણ થતી નથી, તો બીજા સાધનેથી તે સુખ ક્યાથીજ થાય ?

૧૩૦ વર્ણાશ્રમના ત્યાગની આજ્ઞા વિષે અમે (ગ સાકળીઆએ) પ્રથમ સ્કધના પુષ્કળ વાક્યો આપ્યા છે '

૧૩૧ ભગવાનના શ્રીઅંગમાથી ઉત્પન્ન થયેલો પુષ્ટિમાર્ગ વેદાતીત હોવાથી પ્રસ્થાન ચતુષ્ટયની અપેક્ષા તેને નથી તે પ્રસ્થાનો પોતે ભલે પુષ્ટિમાર્ગને અનુકૂળ થાય તે જુદી વાત છે नहि वेदाः कलौ युगे કલિયુગમા વેદજ રહ્યા નથી, તેથી ભગવાનને સ્વયં પધારવુ પડયુ (પૃ ૭૭૩ )

૧૩૨. વેદથી જેની કૃતિ અણુમાત્ર પણ વિરોધી છે. તે પાંખડી છે, નરકમાં પડે છે, વગેરે વાક્યો પુષ્ટિમાર્ગમાં લાગુ પાડવાં એ ભ્રાન્તિ છે, કેમકે **પુષ્ટિપ્રવાહમર્યાદા** માં સ્પષ્ટ કહ્યું છે કે પુષ્ટિમાર્ગ વેદમાંથી નીકળ્યો નથી, પણ ભગવાનના આનંદમય શ્રીઅંગમાંથી તેની ઉત્પત્તિ છે.

૧૩૩. શ્રીગોપીજનોએ મર્યાદાના વેદના વચનોનું ઉલ્લંઘન કરીને ૧૧ શ્લોકોથી ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું.

૧૩૪. આપણા (પુષ્ટિમાર્ગના) ધર્મ વર્ણાશ્રમ વગેરે નથી, પણ સર્વ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચતુ.શ્લોકોમાં કહ્યા તેજ છે.

૧૩૫. વર્ણાશ્રમનાં સર્વે શ્રીમદાપ્રભુજીનાં વાક્યો આપશ્રીએ (ચિ. દીક્ષિતજીએ) નિબંધના સર્વ નિર્ણયમાંથી ટાંક્યાં છે. તે પુષ્ટિમાર્ગિય જીવોને માટે નથી, પણ વેદમાર્ગિય માટે છે અને શાસ્ત્રીય ભક્તિમાર્ગ (પુષ્ટિમાર્ગ નહિ) પણ તેનુંજ અંગ છે. (પૃ. ૩૭૪.)

૧૩૬. પુરુષ ભાવનાનો ત્યાગ કરી પ્રભુનું વરણ, જે જીવને આમાં દૃઢ નિશ્ચય છે તેને વર્ણાશ્રમ બાધ કરતાજ નથી. (પૃ. ૩૭૫)

૧૩૭. આપને (ચિ. દીક્ષિતજીને) સંપ્રદાયની પ્રણાલિકા પ્રમાણે પ્રથમ ગાયત્રી મંત્ર અને છેલ્લે બ્રહ્મસંબંધ મંત્ર છેલ્લો મળ્યો હોવો જોઇએ. (પૃ. ૩૭૫)

૧૩૮. શ્રીઠાકોરજીની સમક્ષ આચાર્ય વંશજદ્વારા વેદ બાહ્ય જૈનોને પણ પવિત્ર કરીને મરજાદ અપાવી ભગવત્સેવાનો અધિકાર સિદ્ધ કરે એવો પ્રબલ મંત્ર બ્રહ્મસંબંધ છે. (પૃ. ૩૭૫.)

૧૩૯. નિબંધમાં **अयापि धर्ममार्गेण** તથા એનાં જેવાં સર્વ ત્યાંનાં વાક્યોને પુષ્ટિમાર્ગ સાથે સંબંધ નથી. કેમકે શ્રીવલ્લભાચાર્યજી સ્વયં નિબંધમાં કહે છે કે સ્વતંત્ર ભક્તિમાર્ગ મેં અહિં વર્ણવ્યો નથી, સ્વતંત્ર ભક્તિમાર્ગ તે જે પુષ્ટિમાર્ગ અને સિદ્ધા-

न्तमुक्तावलि માં પણ તેજ સ્વતંત્ર ભક્તિમાર્ગ. તેનો નિબંધના ભક્તિમાર્ગ સાથે કાંઇ સંબંધ નથી. જુઓ પા. ૧૩૧. (પૃ. ૩૭૭)

૧૪૦. શ્રીગુંસાંઇના ધર્મની ૭ શ્રેણીમાં વર્ણાશ્રમને ચોથું હલકું સ્થાન આપ્યું છે, તેવાં વાકયો, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રીરઘુનાથજી, હરિરાયજી, વગેરેનાં વર્ણાશ્રમ ધર્મની વિરુદ્ધનાં વાકયો અને સ્માર્ત્ત ધર્મ ત્યાગ કરવાનાં વાકયો. આ સર્વે વાકયો પર જો એમનું (રા. કેશવરામ શાસ્ત્રીજીનું) ચાલતું હોય તો હડતાલ મારી દે. (પૃ. ૩૭૭)

૧૪૧. આજે પણ શ્રીગોસ્વામી બાળકો પ્રભુની શૃંગારની સેવાથી પરવારીને બહાર આવી સભા મંડપમાં બિરાજે છે, અને ત્યાં વૈષ્ણવ તથા અન્ય જનો સાથે વાતચીત કરતાં જાય છે અને સંધ્યા પણ કરતાં જાય છે. બીજાં કાર્યો પણ કરતાં જાય છે, તે એમ સૂચવે છે કે એમની સંધ્યામાં આસક્તિ છે? કે એથી ઉલટું સૂચવે છે? અમને તો લાગે છે કે પ્રભુસેવાના પોતાના ખરા કાર્યમાંથી જ્યારે અવસર મળે ત્યારે બહાર આવીને लौकिकं वैदिकं चापि कापट्यात्तेषु नान्यथा। એને બરાબર અનુસરીને તે કામો જેમ તેમ કરી નાખે છે. (પૃ. ૩૭૭-૮.)

૧૪૨. શ્રીગુસાંઇજીએ (ભક્તિ હંસની) શરૂઆતમાંજ મંત્ર, ઉપાસના, વૈદિક, તાંત્રિક દીક્ષા અને પૂજા વગેરે સર્વ વિધિનું નિવારણ કર્યું. અગ્નિહોત્ર વગેરે પણ વિધિ હોવાથી તેનું નિવારણ તેમાં પ્રાપ્ત થયુંજ.

૧૪૩. પુષ્ટિમાર્ગ વેદમાર્ગથી ભિન્ન છે, અને સ્મૃતિને તો પાળવાની શ્રીહરિરાયચરણે પણ સ્પષ્ટ ના કહી છે.

૧૪૪. જેમનું વરણુજ અન્યત્ર છે. તેમનાં મ્હોં આગળ ગમે તેટલા સ્પષ્ટ વાકયો મૂકો, પણ તેમને સંતોષ થશેજ નહિ. તેઓ ઉત્તર નહિ આપી શકે તો પણ તેમનો મત ફરશેજ નહિ.

૧૪૫. વર્ણાશ્રમ કે બીજા કોઇ પણ ધર્મ પાળવાથી મોક્ષ થવાનો નથી (પૃ. ૩૭૯.)

૧૪૬. પુષ્ટિમાર્ગના ગુરુ વૈશ્વાનર વાક્‌પતિ જેમને ભગવાને સ્વંય પ્રગટ થઇને ગાયત્રી મંત્ર કરતાં વધારે સબલ બ્રહ્મસંબંધ મંત્ર આપ્યો, માટે તે મંત્ર ગાયત્રી મંત્ર કરતાં ઉત્તમ છે. (પૃ. ૩૮૦).

૧૪૭. "શ્રી વલ્લભાચાર્ય" પૃ. ૫૦ માં 'મર્યાદા માર્ગિય અને પુષ્ટિ માર્ગિય મુક્તિમા પણ ભેદ છે પુષ્ટિમાર્ગિય મુક્તિમાં જીવનો ભગવાનની નિત્ય લીલામા પ્રવેશ થાય છે, મર્યાદા માર્ગિય મુક્તિ પ્રાપ્ત થાય તેનો સંસારમાં કદી પણ પ્રવેશ થતો નથી પરન્તુ પુષ્ટિ માર્ગિય મુક્તિમાં શ્રી પુરષોત્તમના ભજનાનંદનો અપૂર્વ અનુભવ થાય છે, તેવો મર્યાદા માર્ગિય મુક્તિમા થતો નથી."

૧૪૮. પુષ્ટિમાર્ગસ્થ ભકતોને નથી હો તો લોક કે વેદનો ભય, તેમજ નથી હોતી તેઓને આ લોક કે પરલોકની ભીતિ. (પૃ. ૫૧).

૧૪૯. આ રસ સંપ્રદાયમાં કેવળ ભગવાનનું પૂજન (!) છે નહી દેવકે વિભૂતિ અવતારનું પુજન (!)...પુષ્ટિસ્થ જીવો મુક્તિને નહી પણ ભગવાનનાં સ્વરૂપાનંદનેજ ઇચ્છે છે, મુક્તિ તો ભગવાનનું સદાવ્રત છે, મર્યાદા માર્ગસ્થ જ્ઞાની જીવો અક્ષર બ્રહ્મમા લય પામે છે જ્યારે પુષ્ટિસ્થ જીવો ભગવાન્ સાથે અભેદ પામે છે, (પૃ. ૫૩).

૧૫૦. શ્રી વલ્લભાચાર્યને આ વૈદિક ધર્મની મર્યાદા આ યુગને બંધ બેસતી ન લાગી તેથી તેણે સહુ વર્ણને સર્વ જાતિના ઉદ્ધાર અર્થ એક સરસને સરલ પુષ્ટિ માર્ગ પ્રગટ કીધો...(પૃ. ૫૫).

૧૫૧....લૌકિક વૈદિક પ્રતિબંધોની પાળો તોડીને પણ મનની અવિચ્છિન્ન ગતિ ભગવાન પ્રતિ થાય તેને નિર્ગુણ ભક્તિ કહે છે. (પૃ. ૫૫).

૧૫૨. "પુષ્ટિ માર્ગમાં પ્રતિમા પુજન નથી કેવલ સ્વરૂપ સેવા છે, પુષ્ટિમાર્ગમા કામ ભોગ છે પણ તે અલૌકિક દેહનો છે, પુષ્ટિ-

માર્ગમા દીનતા છે તે નહી લૌકિક પણ કેવળ અલૌકિક ભગવાન સાથે, આ માર્ગમા દ્વૈત છે પણ દ્વૈત જ્ઞાન નથી, અનેકત્વ છે પણ નાનાત્ત્વ નથી (પૃ. ૫૮).

૧૫૩. આ પુષ્ટિમાર્ગને સ્વતન્ત્ર માર્ગ–ભજનાનન્દ રસ માર્ગ કૃપા માર્ગ–નિસાધન માર્ગ–ફલ માર્ગ પ્રમેય માર્ગ, અને નિરુપાધિક સ્નેહમાર્ગ પણ કહે છે. (પૃ ૫૯).

૧૫૪. વિદ્વાનો જેમને અગ્નિ કહે છે (ખુદ પોતે પણ અણુભાષ્યમા પોતાને અગ્નિ કહે છે) પણ ખરૂ જોતા તો જે સાક્ષાત શ્રીકૃષ્ણ સ્વરૂપ પૃથ્વી પર પધાર્યા છે શ્રી નાથજી પણ અત્યન્ત પ્રેમથી જેમની (શ્રી વલ્લભની) સામા પધાર્યા, (પૃ. ૬૭)

(પુષ્ટિમાર્ગના અસખ્ય પુસ્તકોમા ઠવે ઠેકાણે બધા તીર્થો અને દેવો પણ શ્રીવલ્લભને સામા મળવા આવવાનું વર્ણન છે.)

૧૫૫ વૈષ્ણવ ધર્મ પતાકા મ. ૧૯૮૧ ના વર્ષ ૮ ના ૧૨ મા અંકમા પૃ. ૮૭૧ થી ૩૭૭ સુધી "જાણવા લાયક જુબાની" એ શીર્ષક નીચે પુનાની ડેક્કન કોલેજના પ્રોફેસર ગો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રીજીએ અમરેલીવાળા કેસમા શ્રીમન્ત સરકાર ગાયકવાડ વિદ્યમાન દેવસ્થાન અધિકારી રૂબરૂમા તા. ૨૨ જાનેવારી સને ૧૯૦૭ મા જુબાની આપી છે. તેમાની પુષ્ટિમાર્ગીય જાણવા લાયક હકીકત નીચે છે —

૧૫૬. શકરાચાર્યને અમે આચાર્ય ન માનતા આચાર્યાભાસ માનીએ છીએ શંકરાચાર્યનો સપ્રદાય પ્રાચીનમા, પ્રાચીન પદ્ધતિમા જોતા સાક્ષાત્ મહાદેવજીએ સ્થાપ્યો છે.

૧૫૭. વલ્લભાચાર્યનો સપ્રદાય સાક્ષાત શ્રીકૃષ્ણે સ્થાપ્યો છે. (ખરી રીતે રુદ્રે સ્થાપ્યો છે એમ શ્રી મહરુદ્રસનકાઃ એ શ્લોકનુ પ્રમાણ આપી. શિક્ષાકાયત ગો. ગોવર્ધનલાલજીએ મૂળજી

જેઠા મારકેટમાં સં. ૧૯૪૧ ના ભાષણમાં કહ્યું છે કે આ સંપ્રદાય રુદ્ર સંપ્રદાય છે.)

૧૫૮. ઉપાસનાનો આધકારી હીન હોવાથી તે દેવ દેવાન્તરની પુજા કરે છે......ઉપાસનાના અધિકારીઓને એમ માનવું પડે છે કે મૂર્તિમાં ઇશ્વર છે અને શાસ્ત્રોક્ત ક્રિયા કર્મ કરવાથીજ તે મૂર્તિમાં પ્રભુપ્રગટ થાય છે. આ કક્ષા હીન છે.

વલ્લભાચાર્ય ગોકુળને પરમ ધામ માને છે.

વલ્લભાચાર્યને ૮૪ મુખ્ય શિષ્યો હતા. તે ૮૪ વૈષ્ણવોને ૮૪ ઠાકોરજી આપેલા હતા.

૧૫૯. આચાર્યશ્રીએ સં. ૧૫૪૬ માં (૧૧ વર્ષની ઉમરે) પત્રાવલંબન નામનો ગ્રંથ કર્યા પછી સં. ૧૫૪૮–૪૯ માં વિદ્યાનગરમાં કૃષ્ણદેવ રાજાએ કનકાભિષેક કરાવ્યો.

૧૬૦. હાલના આચાર્યોને બધાને કન્હૈયા (અગ્નિ કુલ) કહે છે.

૧૬૧. "પ્રતિષ્ઠા મયૂખ" આદિ ગ્રંથથી પ્રતિષ્ઠા કરવામાં આવે તે ઉપાસના માર્ગીય કહેવાય. ભક્તિમાર્ગિય કહેવાય નહિ. ઉપાસના માર્ગને વલ્લભાચાર્ય હીન માને છે.

૧૬૨. મંત્રમાં ભાવ ચલો નથી. પ્રતિષ્ઠા કર્યાથી ઠાકોરજી પુષ્ટ ન થાય. વલ્લભાચાર્યના સંપ્રદાયમાં પ્રતિષ્ઠા મયૂખથી પ્રતિષ્ઠા થઈ હોય એવું બન્યું નથી, અને તે પ્રમાણે પ્રતિષ્ઠા કરવામાં આવે તે (મૂર્તિઓ) અમારે દર્શનીય નથી. અમારા મત પ્રમાણે સેવા એજ પ્રતિષ્ઠા ગણાય છે.

૧૬૩. અમારે ત્યાં પ્રતિષ્ઠા વાસ્તવિક રીતે છેજ નહિ.

૧૬૪. જ્યાં ઠાકોરજી બીરાજે છે, તે સ્થળને હવેલી કે મંદિર કહીએ છીએ. દહેરૂં કે દેવાલય કહેતા નથી, કેમકે તેને શિખર ધ્વજા કે પતાકા નથી. જેવું નંદરાયજીનું વ્રજમાં ઘર હતું તેવુંજ આ ઘર

છે અને જેમ નંદરાયજીને ત્યાં કૃષ્ણના દર્શન માટે માત્ર ગોપ ગોપિકાઓ આવતાં તેમ અમે એમને ઘેર જઈએ છીએ; અને નંદરાયજીનો કે યશોદાજીનો વિચાર તે લોકોને નહિ આવવા દેવાનો થાય અને જેમ કમાડ બંધ કરી દેય. તેજ પ્રમાણે અમારે ત્યાં પણ આચાર્યના મનમાં આવે તે વખતે પોતાનાં ખાનગી કમાડ બંધ કરી દે, એટલે આચાર્ય, નંદરાય, યશોદા કિંવા રાધિકા સ્વરૂપ થયા. અમારા મંદિરાદિક, બાલકાદિક પરિવારના દેવના પણ હોતા નથી. અમારૂં સેવ્ય નિરાવરણ હોય છે, (પુષ્ટિમાર્ગમાં કૃષ્ણ સાંગ સપરિવાર ન પૂજાતાં એકલાજ પૂજાય છે.)

૧૬૫. આ ઘર અગર હવેલીના માલીક નન્દરાય ગણાય, અથવા રાધિકાજીનું ગણાય, એટલે કુંજાદિ અને હવેલીના મહારાજ નંદરાયજીના અને રાધિકાજીના પ્રતિનિધિ ગણાય, સેવક લોકોને કૃષ્ણસ્વરૂપ દર્શન માગવાનો હક્ક કહેવાય નહી. કારણ કે દર્શન આપવાં એ માત્ર નંદરાયજીની કૃપા છે, અર્થાત્ તેમને દર્શન કરવા દેવું અગર ન દેવું એ આચાર્યોની કૃપાની વાત છે, તે હવેલીના પૂર્ણ માલીક છે. અને ઠાકોરજી પણ પૂર્ણ માલીક છે.

૧૬૬. અમારી સેવા ગુરુની મારફતે થાય છે એટલે સેવાનો વિનિયોગ ગુરુ પોતાની ઈચ્છા પ્રમાણે પોતાના અવકાશે ભગવાનમાં કરે, વિત્તની સેવાને વાસ્તે પણ અમે ભગવાનને વાસ્તે અમારા ગુરુને વિત્ત આપીએ અને તે વિત્ત તેમની ઇચ્છા પ્રમાણે તેમના અવકાશે ભગવાનમાં વાપરી અમને કૃતાર્થ કરે,

૧૬૭. અમે કેટલીક ભેટો કેવળ ગુરુનેજ ગુરુના પોતાના કામને વાસ્તે આપીએ છીએ અને તેનો ઉપયોગ ગુરુ પોતે કરે.

૧૬૮. શ્રીનાથજીમાં ઘુમ્મટ,, ધ્વજા, પત્તાકા છે પણ તેની પ્રતિષ્ઠા, મયૂખ પ્રમાણે કરવામાં આવેલી નથી પરિવાર દેવાદિ શ્રી નાથજીમાં નથી.

૧૬૯. શુ. ભ. વર્ષ ૧૦ અંક ૧૨ ફાગણ સં. ૧૯૯૨ પૃ. ૪૬૮—
"વૈષ્ણવોના દોષ જોવા નહિ."

૧૭૦ પૃ. ૪૭૪. "બ્રાહ્મણત્વનો હૃદયમાં રમી રહેલો ગર્વ જ વર્ણાશ્રમીઓને અંતરાયરૂપ છે."

૧૭૧. કલિમાં ભક્તિ વગેરે (કર્મ, જ્ઞાન, ઉપાસના,) માર્ગો દુસાધ્ય છે. એવો મ્હારો અભિપ્રાય છે. (વિ. ધૈ શ્લોક ૧૭, શ્રીવલ્લભાધીશ)

૧૭૨. "વિશેષ શરણમાર્ગ–પુષ્ટિમાર્ગ તે આ ભક્તિમાર્ગથી ભિન્ન જ માર્ગ છે."

૧૭૩. પૃ. ૪૭૫. શ્રી. ધીરજભાઇ ભ. ચ. પ્રાપ્ત મગનલાલ શાસ્ત્રીજીના હાથ નીચે સાંપ્રદાયિક સાહિત્યનો અભ્યાસ કર્યા પછી વિચાર કરીને વર્ણાશ્રમ સંબંધી પોતાના વિચારો જણાવતાં લેખો લખે છે. તે કેમ પ્રમાણ માનતા નથી? ને લોકોને ભ્રમ ઉપજાવો છો?

૧૭૪. પૃ. ૪૭૬. ભ. ચ. પ્રાપ્ત મગનલાલ શાસ્ત્રીજી જેવા વિદ્વાનોએ રાત્રિના સમયે શ્રીસુબોધિનીજીનું શ્રવણ સૂતકીને પણ કરાવેલું છે. તે અમારો પ્રત્યક્ષ અનુભવ છે. એમ રા. પરીખનું લખવું છે.

૧૭૫. શુ. ભ. વર્ષ ૧૧–અંક ૧–૨ ચૈત્ર વૈશાખ સં. ૧૯૯૨ પૃષ્ઠ ૩ માં:—

**अनेन वर्णधर्मा आश्रमधर्माश्च न साधका इत्युक्तं भवति.** ભા. ૧૦ ઉ. ૩૧–૩૩, સુબોધિની.

"આથી વર્ણના ધર્મો અને આશ્રમના ધર્મો સંસાર તરવામાં સાધનરૂપ થતા નથી એમ કહ્યું.

૧૭૬. "અન્તઃકરણની શુદ્ધિની અપેક્ષા પણ ભક્તિને નથી"

૧૭૭. નિ. લી. ગો. શ્રી ૬ શ્રીગોકુલાધીશજી મહારાજના ૨૫ વચનામૃતો શુ. ભ. ના ઉપરનાજ અંકમાં છે. તેમાં પૃ. ૩ વચનામૃત ૬ માં.........શ્રીનાથજી ખેલત ખેલત મોહના ભંગીકી કાંધપે જાય ચડે, સો ગોવિન્દસ્વામીને દેખે ॥ દેખત એમ શ્રીનાથજી કી ગ્રીવા સાથકે કુંડમેં ડુબોય દિયે, । શ્રીનાથજીએ પોતાને ડૂબાવ્યાની ફરીયાદ શ્રીગુંસાંઇજીને કરી, ત્યારે ગોવિન્દસ્વામીને ઠપકો દેતા ગુંસાંઇજીએ કહ્યું કે, આ શું? ગોવિ.="મેં કહા કરૂં? આપ (શ્રીનાથજી) જાય કે મોહના ભંગીકી કાંધ પે ચઢે, શ્રીગુંસાઇ="જો બ્રહ્મ કુ છુવાય હે કહા?"

ગોવિંદ="જો બ્રહ્મ તો નાહી છુવાય, પરન્તુ શ્રીમહાપ્રભુજી કે ઘરકી મેંડ છુવાય જાય," તબ શ્રીગુસાઇજી ચૂપ હોય રહે.

૧૭૮. વચનામૃત ૮ મું. શ્રીમહાપ્રભુજી સન્યાસ લીધા પછી શ્રીગુંસાંઇજી અને શ્રીગોપીનાથે વિનન્તિ કરી જે હવે પછી કલિયુગ હમોને નડશે? ત્યારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે હાં હાં તુમકું કલિયુગ બાધા કરેગો........પણ "જો મોકું શ્રીગોપીજન વલ્લભ કરકે જાનોગે તો તુમકો કલિયુગ બાધા ન કરેગો." (અહીં શ્રી વલ્લભાચાર્ય પોતાને મુખે પોતાને શ્રીગોપીજન વલ્લભરૂપે જાણવા કહે છે.)

૧૭૯. વચનામૃત ૧૧. "શ્રીગુંસાંઇજીકો શ્રીનાથજીને દુસરી બેર બ્યાહવેકી આજ્ઞા કરી। છે લાલજી તો પ્રગટ ભયે હતે, તો હું શ્રીનાથજીકી આજ્ઞા તે દુસરો બ્યાહ કીયો, તામેં સાતમે લાલજી શ્રીઘનશ્યામજી પ્રગટે"!

૧૮૦. વચનામૃત ૧૯. શ્રીમહાપ્રભુજી જતને દિન ભૂતલપેં બિરાજે, તામેં શ્રીઅંગમેં કછુ આસરન નાહીં ધર્યો, એક કંઠી બરે મોતીનકી મહીન શ્રીકંઠમેં ધારણ કરતે। સોહુ શ્રીનાથજીને માગી, કે જો આપકી પ્રસાદી તો મેં ધરૂંગો, તબ શ્રીમહાપ્રભુજીએ,

શ્રીનાથજીકું શ્રીકંઠ મેં ધરાઇ, સો કંઠી આજ્ઞાપી ધરે હે। અભ્યંગ સમે સબ આભરન વડે હોય પરંતુ કંઠી તો સર્વથા વડી ન હોય." (અહીં શ્રીવલ્લભે પોતાની પહેરેલી માળા શ્રીનાથજીએ માગી તેથી તેને પહેરવા દીધી. પ્રભુની પ્રસાદી તો સૌ લેય છે, પણ અહીં તો ભક્તની પ્રસાદી પ્રભુએ લીધી.)

૧૮૧. નિ. લી. ગો. શ્રીનૃસિંહલાલાત્મજ ગો. શ્રીગોવર્ધનલાલજી મહારાજકૃત વચનામૃત પૃ. ૧૯. વચનામૃત ૫ માં. એક દિવસ "શ્રીલાલજીને આજ્ઞા કરી, દોઇતા દોઇતીકું તો મેલા દિખાય લીયે ઓર હમકું નહિ લે ગયે, સોહમ કહા તુમ્હારે બેટા નહી હેં? તબ આપને આજ્ઞા કરી "યે તો સબ દેહ સંબંધી હેં, મેરે તો સર્વસ્વ આપ (શ્રીનાથજી) હો ઔર આપકો મેં લે જાઉંગો" તબ પ્રભુ પ્રસન્ન ભયે, ફિર દુસરે વરસ શ્રીલાલજીકું સોંપી મેં પધરાયકે વૃન્દાવન મેલા દિખાય લીયે, પીછે પ્રભુ પ્રસન્ન ભયે ઐસે (પ્રભુ) શોખીન હેં, ઓર એક ખીરીયાં શ્રીલાલજીને ઉનકે વહુજીકો આજ્ઞા કરી કે હમારે કુબકી ભાત ખાનો હેં, તબ કુબકી ભાત આરોગાયો."

૧૮૨. વચનામૃત ૧૩ માં. ૧૬ હજાર ઋષિઓએ દંડકારણ્યમાં શ્રીરામને સીતાજી સાથે હાસ્યવિનોદ કરતા જોઇને કહ્યું જે "જૈસેં આપ સીતાજી કે સંગ બિહાર કરો હો, તે સેં હમારે સંગ વિહાર કરો, ઓર હમ સબ આપકી સ્ત્રી હે, યે સબ ઋષિ મર્યાદા ભક્ત હતે, પરન્તુ ઇનકો ઐસો ભાવ ઉત્પન્ન ભયો, યેહી પુષ્ટિ, તબ શ્રીરામચન્દ્રજીને આજ્ઞા કરી જો અબી તો તુમહી મર્યાદા ભક્ત હો, ઓર હમહુ મર્યાદા પુરુષોત્તમ હે, તાસુ તુમારો યહ દેહ જરકે ભસ્મ હો જાયગો ઓર કન્યાકો દેહ ઉત્પન્ન હોયગો, સારસ્વત કલ્પમેં હમહુ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ પુષ્ટિ સ્વરૂપ પ્રગટ હોયગે, "તબ તુમ્હારો મનોરથ સિદ્ધ હોયગો." (તે પછી આ બધા ૧૬ હજાર ઋષિઓ કૃષ્ણની સ્ત્રીઓ થઇ.)

૧૮૩. વચનામૃત ૧૭ માં પૃ ૨૯ માં. શ્રીસ્વામીનીજીથી પ્રભુનો વિરહ સહન થઇ ન શક્યો. "તબ દોનોનકે શ્રીઅંગ મેં સું વિરહકી અગ્નિ ઉત્પન્ન ભઇ, સો પ્રભુનકે તથા શ્રીસ્વામીનીજીકે મુખારવિન્દદ્વારા અગ્નિ બહાર પ્રગટ ભઇ, તામેંસું પ્રભુ જેસો સ્વરૂપ પ્રગટ ભયો." (એ શ્રી વલ્લભાચાર્યજી થયા.)

૧૮૪. વચનામૃત ૧૮માં...ઓર યે અગ્નિ કુમારિકા હે સો મર્યાદા પુષ્ટિ હે, સો યે સબ તુમારે વંશમેં ઉત્પન્ન હોય કે તુમારે કહે પ્રમાણે ચલકે તુમારે પ્રમાણ ઉપદેશ દેકે શુદ્ધ પુષ્ટિ હોય જાયગેં, ઓર શ્રીમદ્ ભાગવત જો હે સો મેરો સ્વરૂપ હે, ઇનકો અવલોકન તથા ઇનકી ટીકા કરકે નિર્વાહ કરિઓ,—તુમ હમ દોનોકુ બહોત પ્યારે હો, તાસુ તુમ્હારો નામ વલ્લભાચાર્યજી ભૂતલપેં હોયગો, ફેરિ દંડવત કરકે ભૂતલપેં પધારે સો ચંપારણ્યમેં અગ્નિ કુંડ સો શ્રી લક્ષ્મણ ભટજીકે ઘર પ્રગટ ભયે યા પ્રમાણ શ્રી મહાપ્રભુજીકો પ્રાગટ્ય હે."

૧૮૫. પૃ. ૧૪ વચ૦ ૧લામાં લક્ષ્મણ ભટજીની સ્ત્રીને રસ્તામાં ગર્ભપાત થયો એમ લખ્યું છે. (પાતઃ પંચમષષ્ઠયોઃ ગર્ભપાત ૫ મે કે છઠે માસે થાય છે પાતવાળાં બચ્ચાં જીવતાં નથી.)

૧૮૬. વચનામૃત ૧૯ મુ ૨૦ મું:—

પૃ. ૩૦-૩૧ "દુસરે પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી સો સાક્ષાત્ મુખ્ય શ્રી અગ્નિ કુમારિકા, સાક્ષાત શ્રી સહચરી, રાધિકાજીકે હૃદયમેં જો સ્વરૂપ શ્રીપ્રભુનકો વિરાજે હે સો પ્રગટ ભયે, એસેહી પ્રભુનકી આજ્ઞાસું સબ કુમારિકા યૂથ આપકે વંશમેં પુત્ર પૌત્રાદિક હોય કે ભૂતલપર પ્રગટ ભયે,...શ્રી ગુંસાઇજીકો પ્રાગટ્ય હે સો સાક્ષાત અગ્નિકુમારિકા હે, ઓર શ્રીમહાપ્રભુજી સાક્ષાત્ વિરહાગ્નિ-સ્વરૂપ હે... સબ ગોસ્વામી બાલકનકું હમ અગ્નિકુમારિકાનકો સ્વરૂપ માને હે ઓર શ્રીગુંસાંઇજીકું શ્રીસહચરી રાધિકાજીકો સ્વરૂપ માને હૈ શ્રીસહચરિ રાધિકા હૈ સો અગ્નિકુમારિકાનમેં મુખ્ય સ્વામિનીજી હૈ."

१८७. वचनामृत २१ पृ. ३२...अपंचीनको दुःसंग गोस्वामी बालकनकोभी भयो, तब आपनो तथा प्रभुनको स्वरूप भूल गये, और लौकिकमें आसक्त होय गये, और यावनी देशनके माल जो पूर्ण भ्रष्ट कर्ता है, तथा विलायती माल जोभी भ्रष्टकर्ता है, ताको वेपार वैष्णव करत हैं, तथा नीच जगत् चाकरी करे है, सो पैसा श्रीगोस्वामि बालकनकुं दे हैं, आसुरी पैसा जब बढ गये, तब श्रीगोस्वामि बालनकुं शोख साहबभी तथा ख्याल तमारो में मन जाय है, शोख साहबमीकी टेव बालकनकुं पडी है, सो या पैसाको यही उपयोग होय है,...अब कोइ कोइ विरला बाकी रहें हैं, सो जो दुःसंगते बचतें रहेंगें,

१८८. पृ. ३४–३५ वचनामृत २६–जासमे श्री आचार्यजी महाप्रभुजीनको प्रागट्य चंपारण्य में भयो तब तेंतीस कोटि देवता और ऋषि मुनि हु वहां आये हते, तिनके संगमे कलियुगभी वहां आयो हतो, सबतो आनंद उत्सव वधाई करवे लगे, और कलियुग तो रोयवे लग्यो: तब श्रीमहाप्रभुजीने पूछी जो सब तो आनंद करे हैं, और तूं क्यो रोवे है, ? तबवाने कही जो आप भूतलपें प्रगट भयें हो, तब सबनकुं भक्ति मार्गको उपदेश करोगे, और या युगमें भक्तिमार्ग सूं सबको उद्धार होय हैं सो नामको प्रचार आप बढाओगे, तब सबको उद्धार होय जायगो, और नरक खाली रहे जायगो, तासुं में रोउ हुं, तब श्रीमहाप्रभुजीने आज्ञा करी जो साढी चारसो वरस तो लीला के जीव हमारी आज्ञा प्रमाणे चलेगें; और तिनको उद्धार होयगो. और साडी चारसो वरस पीछे सब कोइ हमारी आज्ञा प्रमाणु बहोत करके नही चलेंगे और न चले तिनके उपर तुम अपनो अमल चलाओ, और इनकुं नरक पहोंचो, असी आज्ञा करी, तब कलियुग प्रसन्न होय के अपने स्थान में गयो.' ...सो साडीचारसो वरस तो अब होय गये हें, और अब मार्ग साधारण रीतसूं चल रह्यो हें......

......શ્રીમહાપ્રભુજીને પુષ્ટિમાર્ગકી સ્થિતિ તો સાડી ચારસો વરસનકી કીની હૈ......ઔર કલિયુગને તો શ્રીમહાપ્રભુજીકી આજ્ઞા પ્રમાણુ અમલ કર લીનો હૈં, પ્રથમ તો આપકે વંશમેંહી પ્રવેશ કીયો હૈં, (દામોદરલાલ, વલ્લભલાલ-લાલબાવા અને એવા છૂપા ઘણાય હશે.) ઔર પીછે સબન મેં પ્રવેશ કર્યો હૈં, તાસું સાધારણ રીતસું માર્ગ ચલ રહ્યો હૈં.

૧૮૯. પૃ. ૩૬ વચનામૃત ૨૭-૨૮. "ગોસ્વામી બાલક હૈ સો અગ્નિ કુમારિકાનકો સ્વરૂપ હૈં, યાહી ભાવસું નિત્ય નઇ સામગ્રી કરકે આરોગાવેંહૈ, જો યહ વ્રજભૂમિ હે સો સાક્ષાત્ ગોલોકકી ભૂમિ હે, સો જબ પ્રલય હોય તબ યાકો પ્રલય નહી હોય, ......યા મેં કંકર, પત્થર જો હે, સો સબ રત્ન ઓર મોતી હૈ, ઓર યહાં હુપ જાય વેકી અનમેં બિલકુલ શંકા નહી રાખની."

૧૯૦. પૃ. ૪૦ વચનામૃત ૩૪-૫-૬. ઓર આજકાલ કે વૈષ્ણવકો સંગ સર્વથા નહી કરનો, યા મેં પ્રભુનસો બહિર્મુખતા હોય હે, કારણકે ઈનકી શિક્ષા ઉંધી હે,......કેવલ સ્નેહસુંહી પ્રભુ પ્રસન્ન હોય હે, કછુ વૈભવ સહિત સેવાસું પ્રભુ પ્રસન્ન નહી હોય.

ઓર સંપ્રદાયમેં જો દીક્ષા દેહે સો ગુરુ બાજે હૈં, ઔર અપને સંપ્રદાયમેં જો બ્રહ્મસંબંધ દીયો જાય હૈ, વાકો નામ નિવેદન, તથા સમર્પણ તથા દાન આદિ નામ હૈ, ઓર દીક્ષા નામ નહીં હે, તાકો કારણ યહ હે જો અપનેમેં ગુરુ દીક્ષા નહીં હે, અર્થાત અપનકો ગુરુપનો નહીં હે, ગુરુ તો યા સંપ્રદાયમેં એક શ્રીગુંસાંઇજીહી હે, ઓર આચાર્ય પદવી ઈનકુંહી હે ઔર ઉદ્ધાર કરનેકો સામર્થ્ય ઇનકો હે.

૧૯૧. પૃ. ૪૧ વચનામૃત ૩૭. લીલારથ જીવ જો વ્રજસંબંધી પશુ, પક્ષી, વૃક્ષ, લતા, રજ, કંકર, કાઇ સબકો યહાં ભૂતલપે જન્મ ભયો હે ઉનકુ સબનકું શ્રીવલ્લભકુલદ્વારા બ્રહ્મસંબંધ હોય હે.

૧૯૨. પૃ. ૧૧૧. પુષ્ટિમાર્ગીય ભક્તિ મર્યાદામાર્ગીય ભક્તિ કરતા જુદી છે.. .. મુક્તિથી તો સ્વામી સેવક ભાવનો નાશ થાય.

૧૯૩. પૃ. ૧૧૮-૯. પુષ્ટિમાર્ગમા ઇષ્ટદેવની માનતા કદાચિત્ પણ સંભવતી નથી. માનતા માનવી તે પ્રભુને પરિશ્રમ આપ્યો ગણાય

એજ વર્ષ ૧૧ અંક ૪ થાના પૃ ૫ મા. શ્રીવલ્લભકુલ પૂર્ણ-પુરુષોત્તમના અંગમાથી પ્રકટ્યુ છે, તેથી તેમને શ્રીઠાકોરજી ઉપર સ્નેહ છે.

૧૯૪. શુ ભ મા. ૧૧-૫ પૃ. ૧૫૨-૩ મા –આધિદૈવિક સ્ત્રીરૂપ પ્રાપ્ત થયા પછી લક્ષ્મીની માફક રમણભોગ સંભવે છે ..... અગ્નિકુમારોને પણ તેથીજ સ્ત્રીરૂપ ધારણ કરવુ પડયુ. પુરુષ કોઈ બીજા પુરુષનો ભોગ પણ કરી શકતો નથી......તેથી રૂપથી વશ કરીને અધરામૃતનુ પાન કરાવીને ભગવાન્ સ્વચ્છન્દતા મ પાદન કરાવે છે.

૧૯૫. શુ ભ મા ૧૧-૬, પૃ ૧૮૧મા "ભગવાનનો ભોગ સ્ત્રીઓજ કરી શકે છે, તેથીજ સ્ત્રીઓનુ માહાત્મ્ય છે પુરુષનો ભોગ ભગવાન કરી શકતા નથી, તેથી ભગવાનનો ભોગ પુરુષો પણ કરી શકતા નથી, અને તે જ કારણોને લીધે અગ્નિકુમારોને સ્ત્રીરૂપ પ્રાપ્ત કરવુ પડયુ આનો વિશેષ વિચાર ત્રીજા સ્કંધ નિબંધમા કરેલો છે.

૧૯૬. પૃ. ૧૮૨મા "ગૂઢસ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમા તત્ત્વ છે, સ્ત્રી-ભાવ એટલે લક્ષ્મી સમાન થઇ જવુ તે, સ્મના ઉદ્રેકમા ભક્તથી ભોગ્ય થવુ તે, આ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમા તત્ત્વ છે, . કૃષ્ણને આધીન થવુ તે મર્યાદા અને ભક્તને કૃષ્ણ આધીન થાય તે પુષ્ટિ. પૃ ૧૮૭ .. વૈષ્ણવ ભક્તો પ્રભુને સ્ત્રીભાવથી ચ્હાય છે, આર્દ્રતા સ્ત્રીહૃદયની અધિક મનાય છે

૧૯૭ શુ. ભ. મા વર્ષ ૧૧, અક ૭, પૃ ૨૨૪ મા એક શ્લોકાર્થ છે –શ્રુતિ રૂપ એટલે ઋષિરૂપા ગોપીજનોના ભુજથી વિંટાયેલા, શાસ્ત્રરીતિથી નાચતા છતા રસાવેશથી એટલે ઉચ્છલિત રસ થઇ જવાથી સ્વત નાચતા શાસ્ત્રમર્યાદાનુ ઉલ્લંઘન કરનાર ॥૧૬॥

૧૯૮ પૃ ૨૩૦ મા..."આ પુષ્ટિમાર્ગમા ઉત્તમ સાધન હોવાથી બીજા મર્યાદાદિક સાધનનો ત્યાગ હોય છે....આ મારગની રેણી કેણી બધી અંલાકિક છે, આ માર્ગની સૃષ્ટિય નોખી છે, પ્ર૦ ભગવાને પોતાની કાયાથી પોતાની સેવા હાટુ સરજી છે, હવે હમજ્યે?...બીજા સાધનનો ત્યાગ થાય એનુ નામ પુષ્ટિમારગનું ફળ ગણાય, . સાધન દેખાડનારા વચનો મર્યાદા મારગ હારૂ છે..... રસિક ભગત તો પ્રેમ ભ્રમણામા ખુચ્યાજ રહે, કોઈ જ્ઞાન વૈરાગના નગારા વગાડે એના હામુય ન જુવે'

૧૯૯. શુ ભ મા વર્ષ ૧૧। ૮। પૃ ૬૦મા ભગવાન ને ભગ વદીય એકજ રૂપ છે ભિન્ન છે નહી, ભગવાનને પૂજવાથી ભગવદીય પ્રસન્ન ને ભગવદીયની સેવાથી શ્રી ઠાકોરજી પ્રસન્ન થાય . શ્રી ઠાકોરજી વલ્લભીસૃષ્ટિને દેખીને પ્રસન્ન થાય છે.

૨૦૦. પૃ ૬૩ મા "સૌ પોતાના ઘરનો, બૈરાનો, છોકરાનો સ્વામી થઈને બેઠો છે ત્યારે તે જીવની પ્રભુને શી ચિન્તા થાય? જો દાસ થયો હોય તો પ્રભુના મોઢા આગળ બેસાય કેમ? અનાથ કેમ? દાસ તો પાસે બદામ એક રાખે નહી, બદામ રાખે ત્યાસુધી દાસપણુ નહી. જ્યા સુધી તરવાની, ખાવા પીવાની, ઘરની તથા દ્રવ્યની ચિન્તા રહે ત્યાસુધી ભગવાનનો દાસ નહી, દાસ પદવી તો છેલ્લી છે. હરિ ખવરાવે તો ખાય, એ દાસનો ધર્મ છે, (આવા દાસો પુષ્ટિમાર્ગમા કેટલા છે? તે જગ જાહેર છે.)

૨૦૧. શુ ભ. મા વર્ષ ૧૧, અંક ૧૦, સ. પૌશ પૃ ૬૫ મા —ઉદ્ધવજી પ્રભુના સખા તેમને પણ બદ્રિકાશ્રમમા મોકલ્યા ને ટાઢે તથા ભૂખે માર્યા કોઇને વરમા ખાતા—પીતા પ્રભુ મળતા નથી, ને મળશે પણ નહિ છેલ્લે તો ત્યાગજ છે. ત્યાગ પ્રભુને બહુ જ રુચે છે.

૨૦૨. વચનામૃત ૮૬ મા —"જે ભગવદીય મરજાદ લઈ બાર વરસ કન્તા વવારે એટલે જન્મારો પાળે તેને નિધિ—સિદ્ધિની પ્રાપ્તિ

થાય. એવા જીવ બત્રીસ લાખ પૂરા થશે, નિધિ—સિદ્ધિ ના થાય ત્યા સુધી વલ્લભકુલનુ પ્રાકટય છે, જ્યારે બત્રીસ લાખ પૂરા થશે ત્યારે વલ્લભકુળ લીલામા પધારશે શ્રીવલ્લભકુલ છે તે આ જીવને સેવાને માટે નિત્ય સિદ્ધ જીવને અર્થે અહીં પધાર્યા છે."

૨૦૩. પૃ. ૬૯–૭૦ વચનામૃત ૧૦૩ મા —...આ જીવને પોતાના પ્રભુની ચિન્તા કરવી કે હવે હું તો મરવા પડયો, આગ પ્રભુની સેવા કોણ કરશે? એવી ચિન્તામા રાતદિવસ જાય, ચિન્તાથી આખે આસુ વહ્યાજ કરે, અહોરાત પ્રભુનાજ વિચારમા જાય કે, એમને કોણ સારી સામગ્રી આરોગાવશે? વળી એમને કોણ મ્હારા કહેશે? આ હું તો મરવા બેઠે છુ. મ્હારા પ્રભુની શી વલે થશે? એમ કરતા કરતા આખમાથી આસુ ચાલ્યા જાય ને તેની દેહ છુટે, ત્યારે તેને પુષ્ટિનુ દાન થાય ૧૦૪ વચનામૃતમા......સેવા વિના, કીર્તન વિના, સ્મરણ વિના, કથા વિના પ્રાણ જાય, ઉવ સુ થાઇ જાય, કશુ કામકાજ સુઝે નહિ ત્યારે પ્રભુ પ્રસન્ન થાય.

૨૦૪. પૃ. ૭૫–૬ વચનામૃત ૧૧૨ મા. "વળી એક દિવસે કહ્યું કે, પ્રભુના ઘરના સનકાદિક, શિવજી, નારદજીએ તેમજ બધીએ દેવીઓ આ જગતમા પૂજાય છે, તે લોકની કામનાઓ પૂરી કરે છે. લોક ભજે એવાં છે, પણ તે પ્રભુના ઘરના વાઘરા છે. જેમ અહીંઆ આ વાવરીની નાતો જમે છે, ત્યારે પડયુ આખડયુ લેવા નાસે છે, અથડાય છે, વળી કોઈ મારે છે, એમ કરતા કોઇને પાશેર, અચ્છેર, શેર, પડયુ આખડયુ, જૂઠણ મળે તે વડે નિર્વાહ કરે તેમ પ્રભુના ઘર આગળ એવાની વાતો છે..... સનકાદિક સરખા અષ્ટ પહોર એમ જાણે છે કે કાઇ આ વાવરીને મળશે વળી જે અષ્ટ સખાવાળા તેમને ત્યા આસરો છે નહી કે લીલામા ચાય ભેળે એક આચાર્યજી, બીજા ગુસાંઇજી તે લીલામા અધિકારી છે, ને સાત લાલજી ફળ વીણી લાવીને બા ણા આગળ ઉભા રહે છે . બ્રહ્મા

જન્મથી તે હજુ સુધી ને સનકાદિક પણ અથડાય છે, પણ હજી દહાડો વળતો નથી. વચનામૃત ૧૧૩ માં...હજું બ્રહ્મા શરણે નથી આવ્યા, શિવજી નથી આવ્યા, નારદજી નથી આવ્યા, સનકાદિક નથી આવ્યા, એ વગેરે આ દેહ લઇને કોઇ આવ્યું નથી, ત્યારે ઉદ્ધવે પૂછ્યું કે— મહારાજ કોઇએ આવ્યું છે? ત્યારે કહ્યું કે એક શ્રીગોપીજન વ્રજ-રત્ન આવ્યાં છે કે જેમનું મન સાડે ઘડી મારામાં...

૨૦૫ શુ. ભ. મા. વર્ષ ૧૧, અંક ૧૧, માઘ સં. ૧૯૯૩ ના પૃ. ૩૩૧ માં. આપણા મંદિરોની પ્રણાલિકા શ્રીકૃષ્ણના બહિ: સેવનનીજ છે. તે ભગવાનને જગાડવાના કીર્તનથી તે શયન પર્યન્તના કીર્તનોથી સહજ સમજી શકાય છે. વેદનો ઉપયોગ ન હોવાથી વૈદિક ક્રિયાઓ આપણા મંદિરોમા છે જ નહિ, કેમકે વેદ કરતાં ભગવત્પ્રાગટ્ય ઉત્તમ છે. માત્ર વેદનો વિરોધ નથી. તે જણાવવાને જ્યેષ્ઠા વગેરે કોઇકજ સમયે વેદ મંત્રો ઉચ્ચારાય છે. ભક્તોને ઘેર જે સ્વરૂપો પધરાવવામા આવે છે, તેમની સન્મુખ તો અષ્ટ સખાના કીર્તનજ ગવાય છે. આવી ઘણી બાબતોનું બહુ સુન્દર સમાધાન શ્રીસુબોધિનીજી વાચવાથી વિચારવાથી થાય છે. એ વાંચ્યા પછી બીજું વાંચવાનું મન થતું નથી.

૨૦૬. પૃ. ૮૩ માં. "ભોગમાં માલપુડા ને તેની સાથે ખાંડ ધરાય, ખાંડ વિના આરોગાવાય નહી. ચાર મૂઠીયાં છે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થને વારી નાખે છે. જે આર્તિના આંટા છે, તે છએ ધર્મની આર્તિ છે...પોતે સાક્ષાત જશોદા ઉત્સંગ છે. જે સામગ્રી છે તે પોતાના અંગથી શ્રીગોપી-જનનો ભાવ છે..... વળી કેસર તો શ્રી સ્વામીનીજીનો ભાવ છે. ને સુવા શ્રીજમુનાજીનો ભાવ છે. અબીલ, ગુલાલ, શ્રી ચન્દ્રાવલીજી ને લલિતાજીના ભાવ છે. હોળીદાંડાનો ઉત્સવ છે તેમાં દાંડો રોપે છે, તે કામનું ઉદ્દીપન છે, કામનો ઝંડો છે."

૨૦૭. પૃ. ૯૫. "એક વિષ્ણુના ભક્ત જડ ભરતજી હતા. તેનું તેજ સહન ન થયું, ને તેથી દેવી (ભદ્રકાલી) ફાટી મરી."

૨૦૮. પૃ. ૧૦. વલ્લભદાસે પૂછ્યું કે મહારાજ કેટલાક વૈષ્ણવો પણ એમ કહે છે કે મહેતાજી (નરસીંહ) નાં પદ પુષ્ટિમાર્ગીય ભગવદીએ ગાવાં નહી, કારણ કે મહેતાજીએ પ્રભુને શ્રમ કરાવ્યો છે."

૨૦૯. પૃ. ૧૦૨ માં "એકવાર ચાણોદમાં પોતે વાતને પ્રસંગે વલ્લભદાસને પોતે શ્રીમુખે કહ્યું કેઃ—જે જીવે શ્રીવલ્લભકુલદ્વારા નામ નિવેદન કર્યું હશે. તે સાધની અથવા અસાધની, ગમે તેવા હશે પણ આજ થકી કોઇને એક જન્મ, કોઇને બે જન્મ અથવા કોઇને ત્રણ જન્મ તેથી આગળ કોઇને નથી, પછી ગમે તેવો ઇચ્છાથી અધિકાર આપે તે વાત સંવત્ ૧૮૫૭ની સાલમાં કહી હતી, ત્યાર પછી ત્રણ જન્મના પ્રમાણથી એવું અનુમાનવામાં આવે છે કે **મારગ હવે થોડા દિવસ છે.**"

૨૧૦. પૃ. ૧૦૨ વચનામૃત ૧૫૯ મું છેલ્લું—"એકવાર વાતને પ્રસંગે પોતે કહ્યું કે—સર્વમાર્ગ કરતાં પુષ્ટિમાર્ગ અતિ ઉત્કૃષ્ટ છે (ઉત્તમ છે) તે શા માટે કે શરણાંગત જીવના દોષ તથા સાધન એ બંનેને જોશે નહી, છેલ્લી વારે શ્રીગુંસાંઇજી નાવ લેઇને પધારશે, તે બીજું કંઇ નહી જુએ, એક પોતાનું બાનું માળા તિલક માત્ર જોઇને સર્વેને નાવમાં બેસાડીને એક કાલાવચ્છિન્ન પોતાના લોકમાં લેઇ જશે, ફલદાન તો જેવી ઇચ્છા."

(ઉપરનો છેલ્લો ભાગ શ્રી ઇચ્છારામ ભટ્ટજીના આન્તર ઉદ્દગારો છે.)

ગુ. ભ. વર્ષ ૧૧ અંક ૧૨ ફાલ્ગુન સં. ૧૯૯૩ ના પેજ ૩૫૫ માંઃ—

૨૧૧. પચાસવાર શ્રીનાથજીને નિરખો, ૫૦ વર્ષ સેવા કરો, રોજ દર્શન કરો, પુષ્કળ દ્રવ્ય સામગ્રીનો વિનિયોગ કરો તેની ના નથી, પણ યાદ રાખવું કે એ સર્વનો ઉપયોગ માત્ર ભાવવૃદ્ધિમાંજ

છે, ભગવાન એ સર્વથી પ્રસન્ન થઇ દર્શન દેશે, એમ સમજવું નહી. ભગવાન્ કાંઇ લૌકિક મનુષ્ય નથી કે સોના, ચાંદી, ઝવેરાતથી છેતરાય, કે પુષ્કળ સામગ્રીથી લોભાય.

૨૧૨. જ્યાં સુધી હૃદય અનન્ય થઇ પવિત્રતા સ્ત્રીની માફક ભગવાનનું થયું નથી ત્યાં સુધી સર્વ નકામું, ભગવાન તો **प्रतिव्रता पतिः** (આ નામ શ્રી વલ્લભાચાર્યનું છે.) અનન્યાધિપતિ છે, **लक्ष्मीकान्ताय किमस्ति देयम्? हृदयम्.**

૨૧૩. ભગવન્માર્ગમાં અન્ય કર્તવ્ય કરવાનું નથી એટલે કે (વર્ણાશ્રમધર્મ, યજ્ઞ વગેરે સર્વ અન્ય ધર્મો ભગવન્માર્ગમાં કર્ત્તવ્ય નથી એ સર્વ શાસ્ત્રોના અર્થનો નિર્ણય છે.)

૨૧૩. પૃ. ૩૫૮ માં.. જ્ઞાનની માફક કર્મની અપેક્ષા ભક્તિને નથી, તેમ અન્તઃકરણની શુદ્ધિની પણ અપેક્ષા (ભક્તિમાર્ગને) નથી.

૨૧૪. "સાર:—મર્યાદામાં બ્રાહ્મણનો જ મોક્ષ થાય છે, તેમ ભક્તિમાર્ગમાં નથી," તો પછી વેદની અને તેનુ અંગ વર્ણાશ્રમધર્મ એ બંન્નેની ભક્તિમાર્ગમાં આવશ્યકતા કેવી રીતે હોઈ શકે? પુષ્ટિમાર્ગની ઉત્પત્તિ વેદમાર્ગથી જુદી, પુષ્ટિજીવોની ઉત્પત્તિ જુદી, તેમની કરણી જુદી, મર્યાદાત્યાગ, સ્વધર્મ એટલે વર્ણાશ્રમરૂપી દેહધર્મનો ત્યાગ, આવાં સ્પષ્ટ વચનો છતાં જનોઇ વગરનાં ક્ષત્રિયાદિકો માને છે કે અમે વર્ણાશ્રમધર્મ પાળીએ છીએ!......

૨૧૫. પૃ. ૩૬૪ માં "જો શ્રીવલ્લભાચાર્ય ભૂતલ પર પ્રગટ ન થયા હોત તો શ્રુતિઓનો શુદ્ધ અર્થજ લોકોના જાણવામાં આવત નહીં....

૨૧૬...કલિમાં વેદમાર્ગ નષ્ટ થયેલો હોવાથી માત્ર ભાગવત માર્ગથીજ મોક્ષ છે. એ માર્ગમાં ઉંચનીચ કાંઇ છેજ નહી. વર્ણાશ્રમ ધર્મ તો બાહ્ય શરીરને ઉદ્દેશીનેજ છે. જીવ ભગવાનનો અંશ હોવાથી ભગવત્સેવાજ જીવનો મુખ્ય ધર્મ છે, વર્ણાશ્રમ ધર્મ નથી. એમ નિઃશંક-

પણે પોતે ૪૫૦ વર્ષ પહેલાં જણાવી દીધું હતું. **लौकिकं वैदिकं चापि कापत्यात् तेषु नान्यथा।** એ વાક્યથી હાલના અજ્ઞાની પુષ્ટિમાર્ગિઓ ભડકે છે પણ શ્રી વલ્લભાચાર્યને લેશમાત્ર પણ ભય લાગ્યો નથી, બ્રાહ્મણ વગેરે જાતિ નથી, પણ જેનામાં **ब्राह्मण्य देवता** નો પ્રવેશ હોય, અને બ્રાહ્મણના ધર્મ શુદ્ધ રીતે પાળતો હોય, બ્રહ્મનું જ્ઞાન ધરાવતો હોય તે જ બ્રાહ્મણ. એ ઉપનિષદ્ અને મહાભારતમાં વર્ણવેલું સત્ય શ્રી સુબોધનીજીમાં પોતે દૃઢતાથી જણાવી દીધું છે. આજના શૂદ્રવૃત્તિવાળા, વેદનો ઉચ્ચાર કરવાને પણ અયોગ્ય, અજ્ઞાની બ્રાહ્મણોને પોતે બ્રાહ્મણ તરીકે સ્વીકારતાજ નથી પણ હાલના સર્વે બ્રાહ્મણો વ્રાત્યપ્રાય છે. એમ પોતે નિબંધમાં કહે છે."

૨૧૭. પૃ. ૩૬૫ માં **ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्रद्विजबंधवः। तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषतः।** સુબોધીની ભા. ૧૦।૧ ૨૭ ની એ કારિકાથી શ્રીકૃષ્ણનું કૃપાનિધિપણું પોતે પુરવાર કર્યું છે અને સ્ત્રીઓ અન્તઃકરણ પ્રધાન હોવાથી પ્રેમને માટે સર્વસ્વ અર્પણ કરવાને તત્પર હોવાથી પુષ્ટિમાર્ગમાં તેમને પ્રથમસ્થાન આપ્યું છે (ટૂંકમાં પુષ્ટિમાર્ગના કૃષ્ણ શાસ્ત્રહીન સ્ત્રી, શૂદ્ર અને દ્વિજાધમ ભક્તોનાજ ઉદ્ધારક છે તેમાંય ખાસ કરીને સ્ત્રીઓના ઉદ્ધારક છે.)

૨૧૮. પૃ. ૩૬૭ માં "શ્રીકૃષ્ણના જન્મથી વેદની પ્રાચીન પ્રણાલિકાનો ઉપયોગ હવે રહ્યો નથી. શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ વગેરે સાધવાને જુદો પ્રયત્ન કરવાની અપેક્ષા નથી, એમ પોતે સુબોધિની ૧૦। ૨। ૮ માં પ્રતિપાદન કર્યું છે. અને વૈદિક ભક્તિથી કૃષ્ણભક્તિની વ્યવસ્થા તદ્દન જુદી જ છે. એ વાત ભા. ૧૦, ઉ. ૯। ૩૨ માં નાગ્ન સ્તુતિના પ્રસંગમાં પોતે જણાવી દીધી છે," (એથીજ પુષ્ટિમાર્ગપર અવૈદિકતાનો આક્ષેપ છે.)

૨૧૯. શ્રીવલ્લભાચાર્ય પ્રકટ ન થયા હોત, પુષ્ટિમાર્ગ એમણે

પ્રગટ ન કર્યો હોત, તો દૈવી જીવો અર્વાણીની માફક આમતેમ રખડત, ફાંફાં મારત, અને ક્યાંયે વિશ્રામ ન મળવાથી, હૃદય ન ઠરવાથી ઝુરીઝુરીને મરત, દૈવી સૃષ્ટિ વ્યર્થ થઇ જાત, ભૂતલ ભાગ્યહીન રહેત, આ સર્વ શ્રી હરિધન ચરણ સારી રીતે જાણતા હતા અને એમણે "હું ભાવ પુંભાવ" નો ત્યાગ કરી, સ્રીભાવનો અનુભવ કરી પુષ્ટિસંપ્રદાયને અને ભૂતલને ઉપકારગ્રસ્ત બનાવી મૂક્યું છે."

૨૨૦. પૃ. ૩૭૧ માં ગોકુલમાં તા. ૯-૩-૩૭ ની સાંજે શ્રી ઠકુરાણી ગોવિન્દઘાટ પર મુખીયાજી ગોહેલાલજીના પ્રમુખપદથાને મળેલી વૈષ્ણવોની જાહેર સભામાં ઠરાવ થયેલો કે—આજના શ્રી ગોકુલ ગામના વૈષ્ણવોની આ સભામાં ઠરાવ કરે છે કે **સંપ્રદાયના ભાષા સાહિત્ય દ્વારાજ આજ સુધી માર્ગના રહસ્યનું રક્ષણ થયું છે** અને છેલ્લા ચારસો વર્ષમાં કરોડો વૈષ્ણવોએ એ ભાષા સાહિત્યથીજ વૈષ્ણવતા પ્રાપ્ત કરીને પરાત્પર ફલ મેળવ્યું છે, ગો. વ્રજનાથલાલજી સુધારકોના અભિપ્રાયથી દોરાઇને આ ભાષાસાહિત્યના સ્વરૂપનો નાશ કરવા ઇચ્છે છે તે કાર્યની સામે આ સભા સખ્ત અણગમો જાહેર કરે છે વૈષ્ણવોએ તેનું સંરક્ષણ કરવું એમ ઇચ્છે છે. વગેરે ભાવ છે.

૨૨૧. શુ. ભ. મા. વર્ષ ૧૨, અંક ૧, ચૈત્ર સં. ૧૯૯૩ ના પૃ. ૧૮ માંઃ—"શ્રી શુકદેવજી જ્ઞાનમાર્ગીય હતા. તે કાંઈ ભક્તિમાર્ગીય હતા નહી, પણ જ્ઞાનમાર્ગીયના ચિત્તમાં વૈકલ્ય કદાપિ ન થાય, અને હમેશાં પ્રચારણ કરવાને સમર્થ રહે, તેથી શ્રીભાગવતના પ્રચારને માટે સર્વત્ર ઉપેક્ષાવાળા અને સર્વદા આત્મારામ એવા શુકદેવજીને પ્રભુએ યોજ્યા હતા. હમેશાં સંયોગ અથવા વિપ્રયોગ અવસ્થામાં રહેનાર ભક્તિમાર્ગિઓ એ કાર્યોને સારૂ યોગ્ય ગણાય નહી. આ પ્રમાણે જ્ઞાનમાર્ગીય શુકદેવજી કરતાં ભક્તિમાર્ગમાં સૌથી ઉત્તમ ગોપીજન વધારે શ્રેષ્ઠ ગણાય એમાં કાંઈ પણ અસંભવિત

નથી. એજ વાત સુ. ૧, ૭, ૧૦ માં લખી છે કે—**मार्गान्तरस्यस्तु वैकल्याभावात् प्रचारणसमर्थ इति संयोजितः**

અર્થ—બીજા માર્ગનાને, (જ્ઞાનમાર્ગીયને) વિકલતાના અભાવને લીધે તે પ્રચાર કરવાને સમર્થ હોવાથી તેને (શુકદેવજીને) યોજ્યા હતા.

પૃ. ૧૯. "શ્રી શુકદેવજી જ્ઞાનમાર્ગીય છે, ભક્તહૃદયની વિકલતા અને અસ્વાસ્થ્ય જે સન્યાસ નિર્ણયમાં કહ્યાં છે અને જે ભક્તને સ્વાભાવિક છે. તે શુકદેવજીને નથી, તેથીજ એમને ભાગવતના વક્તા તરીકે ભગવાને પસંદ કર્યા છે. શ્રીગોપીજનની જે દશા ભગવાનના મથુરા પધારવાથી થઇ. તેનો અનુભવ (જ્ઞાનમાર્ગીય) શુકદેવજીને ક્યાંથી થાય?

૨૨૨. પૃ. ૨૦-૨૧ માં. "વિષ્ણુપુરાણના છઠા અંશના પહેલા બે અધ્યાયમાં કલિનું બહુ સારૂં વર્ણન આપ્યું છે. પારાશર જોઈ કહે છે કે—" કલિયુગમાં મનુષ્યોની પ્રવૃત્તિ વર્ણાશ્રમના આચારમાં કે વેદમાં નથી, ધર્મશાસ્ત્ર વિધિથી વિવાહ કરવામાં આવતા નથી, પરણેલાં સ્ત્રીપુરુષોમાં પરસ્પર શુદ્ધ વ્યવહાર રહેતો નથી, હોમાત્મક દેવપૂજા ચાલતી નથી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની જીવિકાનો નિયમ વર્ણ પ્રમાણે હોતો નથી. સુવર્ણ, મણિ, રત્ન, ભૂષણો નાશ પામતાં સ્ત્રીઓ કેવલ કેશથી કાયા શોભાવશે, ધનવાન કુલીન મનાશે. જલપિંડદાન પિતૃક્રિયા નહી રહે. રાજા પ્રજાનું પાલન કરશે નહી. વેદમાર્ગનો લોપ થશે, બ્રાહ્મણાદિક ત્રણ વર્ણો શૂદ્ર જેવા થશે." આ સર્વ અટકાવવાના પ્રયત્નો નિષ્ફળ છે. આ સર્વ ઉપરથી અમને તો લાગે છે કે વર્ણાશ્રમ સ્વરાજ્યસંઘ વગેરેની પ્રવૃત્તિમાંથી છુટી કૃષ્ણકીર્તનજ કરવું, કેમ જે અશક્ય છે. જે દોષ કલિયુગમાં કાલના પ્રભુપ્રેરિત પ્રવાહથીજ થયા કરે છે અને થવાજ કરે છે તેને કેમ અટકાવી શકાય? આભ ફાટે ત્યાં કેટલાં ઠીગડાં ક્યાં મારશો? (આ કટાક્ષથી ગોસ્વામીઓથી વ. સ્વ. સંઘમાં નિવૃત્ત થવું જોઇએ.)

૨૨૩. પૃ. ૨૨. "મર્યાદામાર્ગમા ભગવાન્ ભોજન વગેરે કરતા નથી" એમ કહ્યુ છે, તો પણ પુષ્ટિમાર્ગમા ભગવાન્ ભોજન વગેરે કરેજ છે.

૨૨૪. પૃ. ૨૩ મા. શ્રી મહાપ્રભુજી તેમજ અન્ય વિદ્વાનોની તે ઉપરની ટીકાથી સ્પષ્ટ માલુમ પડે છે કે સાધારણ માર્ગ, જ્ઞાનમાર્ગ વગેરે કરતા ભક્તિમાર્ગ જુદો છે. તે કરતા પુષ્ટિમાર્ગ જુદો છે, કારણકે ભક્તિમાર્ગીય વૈરાગ્ય કરતા પણ પુષ્ટિમાર્ગીય વૈરાગ્યની ઉત્તમતા બતાની છે, જેથી વૈષ્ણવોએ હમેશા યાદ ગખવુ જોઇએ કે પુષ્ટિમાર્ગ તે વેદમાર્ગ-મર્યાદામાર્ગનો પેટા વિભાગ નથી, પણ તે સર્વથી ઉત્તમ સ્વતત્ર માર્ગ છે

૨૨૫ "શ્રીવલ્લભદિગ્વિજય સ. ૧૯૪૩ મા "ગુજરાતી પ્રિન્ટિગ" પ્રેસમા છપાયુ છે તેના પૃ. ૫ મા શ્રીમુખસ્વરૂપ શ્રી વલ્લભાચાર્યરુપથી શ્રીકૃષ્ણે પોતેજ પ્રગટ થઇને વ્રજસુદરીઓના ભાવથી ભજનમાર્ગ પ્રગટ કર્યો. પૃ. ૮ મા ૧૨ હાથના વિસ્તારમા અગ્નિની જ્વાલાઓનું મંડલ હતુ તે મડળની વચમા બાળક (વલ્લભાચાર્ય) પોતાના પગનો અગુઠો મોઢામા લઇને ધાવતા હતા અને બ્રહ્મા આદિ દેવતાઓ ઉભા ઉભા તે બાળકની સ્તુતિ કરતા હતા."

પૃ. ૧૦ મા "શ્રીમહાપ્રભુજીના જેવો બીજો કોઇ પણ અવતાર થવાનો નથી"

પૃ. ૧૧ મા "પુરાણાન્તરમા કાશીને મહાશ્મશાન કરી વર્ણવી છે માટે કાશી અમગલ ભૂમિ છે, કેવલ મરણને વાસ્તેજ કાશી મંગલભૂમિ કહેવાય છે, માટે શ્રી વલ્લભાચાર્ય કાશીમા પ્રગટ થયા નહી, પૃ. ૧૨ મા "એક દિવસે માતાજીના ખોળામા સ્તનપાન કરતા બગાસુ ખાઇને પોતાના શ્રીમુખમાં (માતાજીને) સઘળા નજમંડલનુ દર્શન કરાવી દીધુ."

૨૨૬. પૃ. ૧૫ મા શ્રી વલ્લભાચાર્ય કહે છે કે "અગ્નિહોત્ર

આદિ સઘળા ધર્મો તો દેહ સંબંધી છે માટે અનિત્ય હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે."

૨૨૭. પૃ. ૨૦ માં "માધ્વાનંદ નામે કાશીમાં રહેતા એક ત્રિદંડી સન્યાસી પાસેથી મહાપ્રભુજીએ ચાર મહિનામાં ચાર વેદ, છ વેદાંગ તથા બીજાં સઘળાં શાસ્ત્રો ભણી લીધાં, અને તે ગુરૂની શાળામાં જેઓ પંડિત વિદ્યાર્થીઓ હતા તેઓથી વાદ કરીને તેઓને પરાસ્ત કર્યા. પૃ. ૨૨ માં માધ્વાનંદને તેના ગુરૂનાં દર્શન કરાવ્યાં તે પછી માધ્વાનંદે મહાપ્રભુજીને કહ્યું કે "કદાપિ તમે શ્રી ગોવર્ધન નાથજીને પ્રગટ કરો તો તેમની સેવા અમને આપવી."

૨૨૮. પૃ. ૮૬ માં "જગન્નાથજીએ વલ્લભાચાર્યને કહ્યું કે "શ્રી જયદેવકૃત ગીતગોવિન્દ કાવ્ય અમને બહુ પ્રિય છે, માટે તેનો પ્રચાર તમારા સંપ્રદાયમાં રાખો અને રીંગણાનું શાક અમને પ્રિય છે પણ તેનો તમે નિષેધ કર્યો છે તો હવે તેનો વિધિ કરીને તમારા ઠાકોરજીને ભોગ ધરતા જાઓ." આ બે વાત પણ મહાપ્રભુજીએ સ્વીકારી લીધી."

૨૨૯. પૃ. ૯૮ માં બદરિકાશ્રમમાં જ્યારે વ્યાસજીને મળવા શ્રીવલ્લભાચાર્ય ગયા ત્યારે તેમણે **ज्ञानावतार श्रीवेदव्यासगुरु चरणेभ्योनमः** એમ બોલીને પ્રણામ કર્યો, વ્યાસજીએ પણ **वागधीश श्रीवल्लभाचार्यचरणेभ्योनमः** એમ બોલી નમસ્કાર-પૂર્વક આલિંગન કર્યું. તે પછી શ્રીમદ્ ભાગવતમાંના દશમસ્કંધ પૂર્વાર્દ્ધમાં વત્સાહરણના ૩ અધ્યાયને મેં ક્ષેપક માન્યા છે તે બરાબર છે? ત્યારે વ્યાસજી બોલ્યા હા, એ ૩ અધ્યાય ક્ષેપક છે, અને તે એક આધુનિક મૈથિલ બ્રાહ્મણે આ ત્રણ અધ્યાય કરી ભાગવતમાં નાખી દીધા છે." તે પછી બીજા પણ કેટલાએક શ્લોકોની બાબતમાં પુછી સમાધાન કરી લીધાનું વર્ણન છે.

૨૩૦. પૃ. ૧૦૨ માં "મહાપ્રભુજીએ કહ્યું કે વૈષ્ણવ સંપ્ર-

દાયમાં તો બ્રાહ્મણ આદિ સર્વ વર્ણોને ભગવન્નામની પછવાડે દાસ નામ અવશ્ય જોઇએ," (ભલા ગોસ્વામી મહારાજો બ્રાહ્મણ છતાં શા માટે દાસ નામ પોતાના નામના છેડે લગાડતા નથી? કદાચ પોતાને કૃષ્ણ મનાવીને નહી લખતા હોય?)

૨૩૧. પૃ. ૧૦૩ માં શ્રી વલ્લભાચાર્ય કહે છે કે:—"પંચાયતની પૂજા સ્માર્ત લોકોને વિહિત છે, વૈષ્ણવી દીક્ષાવાળા વૈષ્ણવોએ તો પંચાયતનનું પૂજન સર્વથા કરવું નહીં."

પૃ. ૧૦૪ માં પંચાયતનમાં જે ગણેશ છે તેને તો પાર્વતીએ પોતાના દેહના મેલમાંથી ઉત્પન્ન કરેલ છે, અને પાર્વતીજી પોતે પણ મૃત્યુરૂપ છે, માટે ગણેશનું પૂજન પણ વૈષ્ણવોએ કરવું નહી, મૃત્યુરૂપ પાર્વતીના મેલરૂપ ગણેશનું પૂજન કરવાની વૈષ્ણવોને શી જરૂર હોય!"

૨૩૨. પૃ. ૧૧૧ માં......"પુરષોત્તમ પૂર્ણાવતાર તો સારસ્વત કલ્પમાંજ હતો. સમાધિભાષા રૂપ શ્રીભાગવતના દશમ સ્કંધમાં કથા પણ સારસ્વતકલ્પની જ છે, અને પુષ્ટિમાર્ગમાં સેવ્ય સ્વરૂપ પણ એજ છે (બીજા કલ્પોનું નહીં.)

૨૩૩. પૃ. ૧૨૮ માં મહાપ્રભુજી કહે છે કે—"કાશી તો મુખ્ય તિર્થ છે......શિવજી બ્રહ્મકોટિમાં છે અને વિષ્ણુસ્વામીના સંપ્રદાયના મુખ્ય પ્રવર્તક છે."

૨૩૪. પૃ. ૧૩૩માં "ગર્ગસંહિતાના ગિરિરાજ ખંડમાં નીચે પ્રમાણે લખ્યું છે. "હે રાજા કલિયુગના આરંભથી ચાર હજાર આઠસો વર્ષ વ્યતીત થયા પછી એ સ્વતઃસિદ્ધ શ્રી કૃષ્ણનું સ્વરૂપ કે જે હમણાં શૃંગાર મંડલમાં ગુપ્ત છે તે સ્વરૂપ સઘળાઓ દેખતાં ગિરિરાજની ગુફાના મધ્યમાથી પ્રગટ થશે" (મહાપ્રભુને પ્રગટ થયાને. સં. ૧૯૯૩માં ૪૫૮ વર્ષ થાય છે. અને કલિના ૫૦૩૮ વર્ષ થાય છે તેમાંથી ૪૮૦૦ વર્ષ બાદ કરતાં ૨૩૮ વર્ષ સં ૧૯૯૩માં શ્રી

નાથજીને પ્રગટ થવાને થાય છે, આમ શ્રીવલ્લભાચાર્ય અને શ્રીનાથજીના પ્રાગટયના વર્ષમાં ૨૨૧ વર્ષના ગોટાળા છે તેનો કોઇ રીતે મેળ મળતો નથી.)

૨૩૫. પૃ. ૧૪૮માં "શ્રુતિઓ પણ જેનો પાર પામતી નથી એવા પૂર્ણાવતાર અને શ્રીનંદરાયના કુમાર જે શ્રી કૃષ્ણ છે તેજ પોતે આ વિઠ્ઠલનાથજી રૂપે પ્રગટયા હતા, પૃ. ૧૫૦માં "કલિયુગની અંદર કૃષ્ણ, બુદ્ધ, વિઠ્ઠલેશ અને કલ્કી આ ચાર ભગવાનના અવતાર થશે" હે બ્રાહ્મણો ! કલિયુગના પ્રથમ ભાગમાં પોષ વદી ૯ ને દિવસે વલ્લભાચાર્યને ઘેરે મહા અદ્દભૂત શ્રી કૃષ્ણનો અવતાર થશે," (અગાઉ શ્રી વલ્લભાચાર્યને શ્રીકૃષ્ણ કહ્યા અહીં તેના પુત્ર ગુંસાંઇજીને કૃષ્ણાવતાર લખ્યા છે. વલ્લભ કુલમેં સબ કોઇ વલ્લભ સબ કોઇ કૃષ્ણાવતાર.)

૨૩૬. પૃ. ૧૫૩ માં "પૃથ્વીમાં ત્રણ કુલ વિખ્યાત કહેવાય છે તેઓમાં રઘુકુલ, અને યદુકુલ જતાં રહ્યાં અને હાલ વલ્લભ કુળ સરસાઇ ભોગવે છે."

૨૩૭. શુ. ભ. માર્તંડ અંક ૨, વર્ષ ૧૨, વૈશાખ સં. ૧૯૯૩ ના અંકમાં પૃષ્ટ. ૪૬ માં–ભૂમિષ્ઠ તીર્થો, દેવો, અને હાલમાં કરાતો ધર્મ એ સર્વ મોક્ષ આપવાને અસમર્થ નકામા છે, પરીક્ષીત અને ભીષ્મ જેવાને મોક્ષ આપનાર ભાગવત અને ભગવાનજ થયા, બીજો કોઇ વેદ, દેવ, તીર્થ સમર્થ નિવડયો નહી,...ભાગવત દીવા જેવું હોવાથી ગુરુ વગેરેની અપેક્ષા નથી, ભાગવત શિવાય બીજો એવો એકે ઉપાય નથી કે જે ગુરનો ઉપદેશ, તપ, સાધન, વિચાર વિના પણ સર્વેને આત્મસાક્ષાત્કાર કરાવી આપે.

પૃ. ૪૭–"ભાગવતને અધિકારીની અપેક્ષા નથી."

૨૩૮. પૃ. ૪૭–"હવે વેદનો વખત ગયો, એમ સર્વે દીવા જેવું સમજે છે, અને તેજ શ્રીવલ્લભાચાર્યજીએ ફરી ફરીને કહ્યું છે, અને ભાગવત અને ભગવાનના ગુણગાનજ એક ઉપાય રહ્યો છે,...

વર્ણાશ્રમ ધર્મના બળતા દાંડાને વળગીને નષ્ટ થશે, અને હાલમાં કરાતા ધર્મ સર્વનો મોક્ષના સાધન તરીકે નિષેધ શ્રીવલ્લભાચાર્યજીએ કર્યો છે, તે છતાં સેવા અને ભગવદ્ ભજન છોડી કેટલાક વૈષ્ણવો નાસિક વગેરે તીર્થોમાં સ્નાન કરવા જાય છે."

૨૩૯–પૃ. ૪૮ "ભાગવતને ગુરૂની જરૂર નથી, ભાગવતને બ્રાહ્મણ વગેરે અધિકારીની જરૂર નથી, ભાગવતને શુદ્ધિની જરૂર નથી, ભાગવત અસહાય થર છે એવાં ઘણાં વાક્યો છે, પણ તે વાંચ્યા વિના કેમ ખબર પડે ? વળી જે શાસ્ત્રીઓ કહે છે કે—ભાગવતમાં પણ બ્રહ્મવિદ્યાનો ભાગ કાઢી નાખીનેજ અત્રૈવર્ણિકે વાંચવું, તેઓએ પણ ઉપલાં વાક્યો પર વિચાર કરવો, કલિયુગમાં બધા શૂદ્રજ રહ્યા છે એમ શ્રીવલ્લભાચાર્ય સ્પષ્ટ કહે છે, તે પહેલાં વેણુરવમાં અમે ટાંક્યું છે, તો પછી એ શાસ્ત્રીઓને પણ અધિકાર રહ્યો નથી, તેઓએ પણ બ્રહ્મવિદ્યાનો ભાગ વાંચવો નહી ?" "કલિયુગમાં બ્રાહ્મણજ શુદ્ધ નથી બધા શૂદ્રજ છે તો વર્ણાશ્રમ ધર્મ પાળી મોક્ષ કેમ સિદ્ધ કરશો ?"

૨૪૦ પૃ. ૪૯માં:—"વેદમાં કહેલો યજ્ઞરૂપ ધર્મ કાપટ્યવાળો છે. પુરાણમાં કેટલો આચારરૂપ ધર્મ પણ કાપટ્યવાળો છે. ...સંસાર વ્યવહારજ સંનેપાતરૂપ હોવાથી સત્ય શું, અસત્ય શું તેમાં પણ કાપટ્ય હોય છે....શ્રીમદ્‌ભાગવતની શરૂઆતમાંજ સર્વ ધર્મનું કાપટ્ય કહ્યું છે,...છતાં પુષ્ટિમાર્ગિઓને (!) વર્ણાશ્રમ ધર્મ અને શ્રૌતસ્માર્ત ધર્મ પાળવાની ઉત્કંઠા રહે છે, તેનું કારણ એજ કે તેઓએ શ્રી વલ્લભાચાર્યજીના વચનામૃત, ખાસ કરીને સુબોધિનીજી, વાંચ્યાંજ નથી," જો વાંચે તો શ્રી ભાગવતના વચન અને શ્રી વલ્લભાચાર્યજીના વચનની વિરૂદ્ધ તેઓ કોઇ દિવસ ભાષણ કરશે નહી, લખશે નહી, અને આચરણ કરશે નહી, એમ અમારી ખાત્રી છે.

૨૪૧. પૃ. ૫૧માં રા. ધીરજલાલભાઇ ખાસ કહે છે કે "સમાધાન-" પ્રથમ તો ટૂંકું ટૂંકું રે હમારે ભૂલી જવું જોઇએ જે

કાંઇ પણ કહેવામાં આવે છે તેને માટે શ્રીસુબોધિની, શ્રીભાગવત, અને સાંપ્રદાયિક ગ્રન્થો અને આચાર્યોની વાણીનાં પ્રમાણો આપવામાં આવે છે, તેની વિરૂદ્ધ અથવા તેથી અધિક જે કાંઇ કહેવામાં આવે છે તેજ મારૂં ગાંઠનું કહેવાય તેવું કાંઇ હું કહેતોજ નથી.

૨૪૨..."વર્ણાશ્રમ વર્ણનો, અથવા યજ્ઞનો, અથવા ભક્તિહંસના શરૂઆતના શ્લોકમાં કહેલા મંત્ર, તંત્ર, વિધિ વગેરે ધાર્મિક કર્મોનો ત્યાગ કરીને શ્રવણ, કીર્તન, સ્મરણ રૂપી કર્મો કરવાં અને ગોપીજનને માર્ગે ચાલવાનો ઉપદેશ શ્રીવલ્લભાચાર્યજી આપે છે,"

૨૪૩. પૃ. ૫૨ માં યજ્ઞ રૂપી ધર્મમાં, આચાર રૂપી ધર્મમાં, સત્ય રૂપી ધર્મમાં, તપ રૂપી ધર્મમાં, સર્વમાં કાપટ્ય છે, શ્રવણાદિ ધર્મમાં કાંઇ પણ કાપટ્ય નથી, શ્રવણ વગેરે ધર્મ પાળનારાઓમાં પણ કાપટ્ય નથી, એમ ત્યાં સુબોધિનીમાં સ્પષ્ટ કહ્યું છે અને શ્રવણ, કીર્તન, સ્મરણ ધર્મ પાળવાની અને બીજા સર્વ ધર્મનો ત્યાગ કરવાની શ્રીવલ્લભાચાર્યની સ્પષ્ટ વિના સંકોચે દ્રઢતાથી આજ્ઞા છે. આજ્ઞા પોતે શ્રીસુબોધનીમાં સર્વત્ર કરી છે,...દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, કર્તા, મંત્ર સર્વ અશુદ્ધ હોવાથી વૈદિક કર્મો અને અન્ય કર્મો ફલ આપી શક્તાંજ નથી કેમ કે તે સર્વ કાલાધીન છે...જ્યાં સુધી વર્ણાશ્રમ ધર્મની કર્તવ્યતા આવશ્યક લાગે છે ત્યાં સુધી લોકોને ગુણગાનનો સમય મળતો નથી તેથી ભાગવતમાં પ્રથમથીજ વર્ણાશ્રમધર્મની અકર્તવ્યતા સ્પષ્ટ જણાવી છે.......

૨૪૪. પૃ. ૫૨ માં. "હાલ જનોઈ વગરના વાણીઆઓ જનોઈ લે છે, અને સંધ્યા, તર્પણ, હોમ કરવા મંડી જાય છે, તેથી કાંઇ મોક્ષ થતો નથી. પૃ. ૫૩. જનોઇવાળા બ્રાહ્મણ વગેરેને પણ શ્રીવલ્લભાચાર્યજીએ अधुना तु कलौ सर्वे विरुद्धाचारतत्पराः शूद्रप्रायाः એ નિબંધની કારિકામાં શૂદ્રપ્રાય સ્પષ્ટ કહે છે."

૨૪૫. પૃ. ૫૩ માં. "ભાગવતધર્મમાં વર્ણાશ્રમધર્મ આવ-

શ્યક નથી. સુ. ૧-૨-૧૪ માં શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે વર્ણાશ્રમ ધર્મ કરનારા ઘણાને ભક્તિ થતી નથી. વેદમાર્ગ અને તેને લગતા વર્ણાશ્રમધર્મ પાળી ન શકાય એવી સ્થિતિ થઇ તેથી મહાભારત, પુરાણો અને શ્રીમદ્ ભાગવદ્ વેદવ્યાસે રચ્યાં. આ સરલ વાત પુષ્ટિમાર્ગના જે આચાર્યો અને શાસ્ત્રીઓ સમજી શકતા નથી, અને જ્યારે તે વાક્યો તેમની સમક્ષ મૂકવામાં આવે છે, ત્યારે તેની વિરૂદ્ધના અસંબદ્ધ વાક્યો મૂકવાનો પ્રયત્ન કરે છે, આનું મુખ્ય કારણજ વાચનની ખામી છે. શુદ્ર સુતપુરાણી ભાગવતના વક્તા છે, અને વૈદિકો અને વર્ણાશ્રમીઓમા શ્રેષ્ઠ શૌનકો શ્રોતા છે. એ કહેવા છતાં તેઓ પોતાના કક્કાને વળગી રહે છે. પૃ. ૫૫ માં "માટે વૈદિક ધર્મ કર્મનો ત્યાગ કરીને ભાગવતધર્મ સ્વીકારવો. આ શ્લોકના શ્રીસુબોધિનીજી અને પ્રકાશ ધ્યાનપૂર્વક વાંચવાથી એમાં કાંઈ શકા રહેશે નહી.

૨૪૬ પૃ. ૫૫ માં. "પુષ્ટિમાર્ગિય આચાર્યો અને શાસ્ત્રીઓ ભાગવતજ પસંદ કરી શકે, વેદ પસંદ કરી શકેજ નહી તેઓ વૈદિક સર્વ કર્મ કાપટયથીજ કરે. શ્રીવલ્લભાચાર્ય કહે છે અને આપણને અનુભવથી આખો ખુલ્લી રાખી જોવાથી ખાત્રી થાય છે કે વેદનો સમય ગયો, માટે આપણા સર્વને માટે હવે તો ભાગવત માર્ગજ છે, માટે વર્ણાશ્રમ વગેરે ધર્મોની આવશ્યકતા પુષ્ટિમાર્ગમાં માનવી એ ભ્રાન્તિ છે. અણુભાષ્ય ૩-૩-૪૨.

૨૪૭. પૃ. ૬૨ મા. "જેમ મર્યાદામાર્ગમાં પુષ્ટિમાર્ગિય ધર્મો દૂષણ છે, તેમ પુષ્ટિમાર્ગમાં મર્યાદામાર્ગીય દૂષણ છે. પૃ. ૬૩. "પુષ્ટિમાર્ગમાં સેવજ મુખ્ય છે અને પૂજા તો ગૌણુ છે"

શુ. ભ. મા. ૧૨-૩ વર્ષ, ગં. ૧૯૯૩ના જ્યેષ્ઠના પૃ. ૮૪માં :—

૨૪૮. "ચોરાસી ને બહોબાવન તો પરગુણયુક્ત છે, અલૌકિક સામર્થ્યવાન છે."

શુ. ભ. મા. વર્ષ ૧૨, ૪, ગં. ૧૯૯૩ના અષાડના પૃ. ૧૧૨ માઃ—

૨૪૯. "મૂર્તિ અને ભગવાનને ભિન્નભિન્ન માનનારની ગણના પ્રતીકોપાસનામાં કરી તેનું ખંડન શ્રીમદાચાર્યવર્યે ભાષ્યમાં કર્યું છે, પ્રતીકોપાસના એટલે મૂર્તિ તથા ભગવાનને જૂદા માનવા. તે આવી ઉપાસના આ સંપ્રદાયમાં સર્વથા નથી, માટે જ આપણામાં મૂર્તિપૂજા કહેવાતી નથી પણ સ્વરૂપ સેવા જ કહેવામાં આવે છે. અર્થાત્ પુષ્ટિમાર્ગમા મર્તિપૂજા નથી પણ સ્વરૂપ સેવા છે."

૨૫૦. પૃ. ૧૨૭ મા "શિવલિંગ પૂજા અનાર્યોની છે, પંચાયતન પૂજા છેક આધુનિક છે."

શુ. ભ. મા. વર્ષ ૧૨ અંક ૬ સં. ૧૯૯૩ ના ભાદરવાના પૃ.૧૮૯ માંઃ—

૨૫૧. ગુરશિષ્ય સંવાદમા દયારામ કવિ કહે છે કે—

"શ્રીવલ્લભકુલ પ્રગટીઓ શ્રીપુરષોત્તમનો વંશ"
આચાર્યભાનુ વૈશ્વાનર ગોસ્વામી કેરા અંશ,
તિલકાય શ્રીમન્ સદ્‌ગુરુ ગોસ્વામી વલ્લભલાલ,
બ્રહ્મવિદ્યા દાન દઇ દાસને કરીયે ન્યાલ.
શ્રીવલ્લભના વંશમા સર્વ વલ્લભરૂપ,
સ્વવંશે સ્થાપન કર્યું તે પોષ્યું પ્રગટ અનૂપ.

૨૫૨. પૃ. ૧૯૩ મા :—

"ઇન્દ્રિઓ મારી વિષયાસક્ત, રાધાવર મન તમથી ન રક્ત,
લોકા લોક કહે મુને ભક્ત, સુણીને કાળજ દહું રે. ૧૬
વેશવૈષ્ણવે ભક્તિ લજાવી, કામ દામે હું ચિત્ત આવી.
પેટ ભરીયું પાખણ્ડ બતાવી, ક્ષણ ન ભજ્યા હરિ રે."
વિનયબત્રીશી.

૨૫૩. પૃ. ૨૦૧ માં. હરિગુરુ હરિજન લહેવા એક, તનમન

ધૃત અર્પવું વિવેક, વિષય છતી ઇન્દ્રિય ખાળવી, હરિસેવનમાં સહુ પાળવી.

૨૫૪. પૃ. ૨૦૬ માં. દયારામભાઈના ઉપદેષ્ટા ઇચ્છારામ ભટ્ટજીને વારતે એવું કહેવાય છે કે કામ પોતાને પ્રભુસેવામાં અન્તરાયરૂપ કવચિત્ થાય તેનું સમૂલોન્મૂલન કરવાને કામકરણનો ઉચ્છેદ કર્યો," (પરન્તુ કવિ દયારામે તેવું કર્યું ન હતું તેથી જે શ્રુવાદિ લોકોએ દયારામભાઈને વિષયલંપટ ફક્કડ, અનીતિમાન્ વર્ણવ્યા હોય તો તે અસત્ય કેમ હરે?)

૨૫૫. પૃ. ૨૨૦ માં. "નારી હૃદયની અચૂક પરીક્ષા કરી જો નારી હૃદયને વીંધી નાખ્યું હોય તો દયારામ ભાઈએજ."

૨૫૬. પૃ. ૨૨૫ માં. પુષ્ટિમાર્ગની ભાષા સાહિત્યની વાર્તાઓમાં વર્ણવેલા વૈષ્ણવો "યજ્ઞ યાગાદિ તથા વેદમાં પણ શ્રદ્ધા રાખનારા નહોતા, તેઓ વર્ણાશ્રમની મર્યાદાને પણ અનુસરનારા નહોતા."

૨૫૭. પૃ. "દા. તરીકે પદ્મનાભદાસની વાર્તા કે રજોક્ષત્રાણીની વાર્તાઓ જે સ્વરૂપે રજુ થઈ છે તે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તની દ્રષ્ટિએ તદ્દન સારી છે, વાર્તાઓ પુષ્ટિમાર્ગના વૈષ્ણવો વિષેની છે. વર્ણાશ્રમ પાળનારાઓની નહી, પુષ્ટિમાર્ગ અને વર્ણાશ્રમધર્મની વચ્ચે મોટો ફેર છે, જેઓ પુષ્ટિમાર્ગને સનાતનધર્મ સાથે એકરૂપ માને છે તેઓ હજુ પણ પુષ્ટિમાર્ગ સમજી શક્યા નથી. શ્રીસુબોધીનીજીમાં શ્રી વલ્લભાચાર્યજીએ આનો ભેદ ખાસ જણાવ્યો છે. એક સ્થળે શ્રીમહાપ્રભુજી લખે છે કે—**धर्मब्राह्मणौ पुष्टिमार्गे बाधकौ।** વેદધર્મ અને બ્રાહ્મણપણાનું અભિમાન પુષ્ટિમાર્ગમાં બાધક છે, જેઓને પોતાનું બ્રાહ્મણત્વ જોખમાશે એવો ભય હોય તે ભલે આ વાર્તાઓ સામે સૂગ ચડાવે પણ જેઓ વૈષ્ણવરૂપે છે તેમને માટે તે વાર્તાઓ પ્રામાણિક છે...વૈષ્ણવ પંડિતોને હું આવા કુઠારા ઘાતના કામમાંથી અટકવાની વિનંતિ કરૂં છું, તેથી સંપ્રદાયની

સેવાને બદલે કુસેવા કરશે એટલું જ નહી પણ સંપ્રદાયનો તિરોભાવ નજીક તેઓ લાવશે"

૨૫૮. શુ. ભ. મા. વર્ષ ૧૨, અંક ૭, સં. ૧૯૯૩ ના ગો. મગનલાલ શાસ્ત્રીના સ્મારક આશ્વિનાંકના પૃ. ૫૫ માં "...આપણા પુષ્ટિસંપ્રદાયમા શ્રીમહાપ્રભુજી શિવાય અન્ય બાળકો ગુરુકાર છે ગુરુ નથી એ શાસ્ત્રથી તેમ જ રૂઢિથી સિદ્ધ છે. કેમકે બ્રહ્મસંબંધ પણ શ્રીમહાપ્રભુજીની સમક્ષ અથવા તેમની આડીથી જ કરાવવામાં આવે છે, ભરુચી વૈષ્ણવો શ્રીગોકુલનાથજીને ગુરુ પૂર્ણ પુરુષોત્તમ અને મહાપ્રભુજી માને છે, શ્રીવલ્લભાચાર્યજીને અને શ્રીગુંસાંઈજીને પણ તેટલું માન આપતા નથી...શ્રી મહાપ્રભુજીનું અને ગુંસાંઈજીનું હૃદય જેટલું શ્રીગોકુલનાથજી સમજ્યા છે તેટલું અન્ય બાળકો સમજ્યા નથી, વળી પુષ્ટિમાર્ગમા વર્ણાશ્રમધર્મની આવશ્યકતા નથી તે શ્રીગોકુલનાથજી સારી રીતે સમજતા, જે એમની ભક્તિવર્ધિનીની ટીકામાંના શાસ્ત્રાર્થથી સ્પષ્ટ છે, એટલું જ નહી પણ અત્યારમા પણ વર્ણાશ્રમધર્મની અવગણના થાય તેની દરકાર કરતા નહી... એક દિવસે તો વાડીલાલભાઈને ત્યાં રાત્રિની નિયમિત સુબોધિનીજીની કથા પ્રસંગે શ્રીગોકુલનાથજીની વાત નીકળતા વર્ણાશ્રમધર્મની ચર્ચા થઇ, અમે સર્વએ એમના વિચારોનો વિરોધ કર્યો આથી એઓને (મગનલાલ શાસ્ત્રીને) બહુજ ક્રોધ ચઢ્યો અને આવેશમાં જનોઇ કાઢી નાખી અને એમની આખોમાંથી બળતા અંગારા ઝરવા લાગ્યા......

પૃ. ૫૬ માં...માત્ર વર્ણાશ્રમધર્મની બાબતમાજ નહી પણ પ્રાયશ્ચિત્તની બાબતમા પણ એમના વિચારો મક્કમ હતા, સ્મૃતિઓનાં પ્રાયશ્ચિત્તો ભક્તિમાર્ગમાં હોય જ નહી એમ સ્પષ્ટ કહેતા, અને પોતે એ બાબતમા સર્વ તૈયારી હાલના ચાલુ (પ્રાયશ્ચિત્તના) પ્રસંગને માટે કરી મૂકી છે, એમ સૂચવતા...પુષ્ટિમાર્ગનો પેંડો સર્વ બાબ-, તમાં ન્યારો છે એ ઘણીવાર કહેતા...હમણાં જ્યારે પુષ્ટિમાર્ગમાં

વર્ણાશ્રમધર્મ આવશ્યક છે કે નહી તે ચર્ચા ઉભી થઈ ત્યારે તેઓ હસીને કહેતા કે "હાલ તો લોકોએ પુષ્ટિસંપ્રદાયને ખામણીઆ બનાવી દીધો છે, ભક્તિમાર્ગમાં જ વર્ણાશ્રમધર્મ આવશ્યક નથી તો પુષ્ટિમાર્ગમાં તો ક્યાંથીજ હોય?" તે બાબતમા જે જે શ્રીમહાપ્રભુજીના વાક્યો મેં (રા. ધીરજલાલ સાકળીયા એડવોકેટે) ચર્ચામા મૂક્યા હતા તે બધા યોગ્ય છે એમ કહેતા અને यदामनुगृहणाति...स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् (ભા. ૪, ૨૯, ૩૬) અન્તઃકરણથી ભાવના કરાયેલા ભગવાન્ જેના પર કૃપા કરે છે તે ભક્ત લોક અને વેદમા નિષ્ઠા પામેલી મતિનો ત્યાગ કરે છે, એ વાક્ય તો એમણે મને લખી મોકલેલું".....

૨૫૯. પૃ. ૬૦ મા. "શાસ્ત્રીજી (મગનલાલ) કહેતા હતા કે પુષ્ટિમાર્ગના ગ્રંથોમા મારો અભ્યાસ છે, પણ તે ખાતે મારો કોઈ ગુરુ નથી, જો ગુરુ ગણુ તો એક મહાપ્રભુજી છે."

૨૬૦. પૃ ૬૭-૮. મુબઈમા ભરાયેલી ૭ મી વૈષ્ણવ પરિષદ્ વખતે અન્ત્યજો વિષેનો પ્રશ્ન પ્રસ્તાવ રૂપે લાવવો કે નહી તેની ચર્ચા થતી હતી. તે ચર્ચાથી વાતાવરણ ઘણુંજ ઉશ્કેરાઈ ગયુ હતું, પણ શાસ્ત્રીજીએ વિરોધ થતા કહ્યું —શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ એ વિશ્વધર્મ છે, તેને બધાઓએ બરાબર સમજવો જોઇએ. સ્ત્રી શૂદ્રોના ઉદ્ધારક શ્રીવલ્લભાચાર્યના ભક્તિમાર્ગમાથી શૂદ્રોને દૂર કરવામાં આવ્યા નથી આ પ્રેમમાર્ગ એ વિશ્વધર્મનો માર્ગ છે. શાસ્ત્રીજીના આવા સ્પષ્ટ શબ્દોથી સનાતન ધર્મની દૃષ્ટિએ પુષ્ટિ સિદ્ધાન્તને સમજનારાઓમા ખળભળાટ થયેલો, પણ શાસ્ત્રીજી તો અડગ અને અચલ રહેલા. . મને જણાયુ કે ખરેખર સંપ્રદાય શાસ્ત્રીજીને બરાબર ઓળખી શક્યોજ નથી. તેમની વિદ્વતા અને સેવાનો લાભ જોઇએ તેવો લેવાયો નથી."

પૃ. ૭૪ મા. "શાસ્ત્રીજીની આર્યસંસ્કૃતિ એટલે વેદ અને શ્રીમદ્‌ગીતા તથા ભાગવતાદિ પુરાણ પ્રતિપાદિત સંસ્કૃતિ, મન્વાદિ સ્મૃતિ કે ધર્મશાસ્ત્ર પ્રતિપાદિતા (એ આર્ય સંસ્કૃતિ) નહી."

## પ્રો. મગનલાલ શાસ્ત્રીજીના પત્રોમાંથી—

૨૬૧. પૃ ૯૦ મા. "દ્વાદશ વર્ષનો મ દિરાનુભવ હું વૈષ્ણવ સમક્ષ મૂકવાનો છુ, અને તે વાચતા આપ તો જોઈ શકશો કે આદર્શ મન્દિરના અભાવમા મંદિરનો આત્યન્તિક અભાવ હાનિરૂપ નથી." લેખક કાપડીયા તેની નીચે ટીપ્પણમા લખે છે કે "ખરી વાત છે, છેલ્લા ચારેક વર્ષથી મંદિરમા પગ મૂકવાની પણ સ્વતંત્ર ઇચ્છા થઈ નથી."

૨૬૨ પૃ. ૯૧. "પુષ્ટિમાર્ગમા તો હવે કેવલ મૂર્તિપૂજાજ થતી ચાલી છે. શ્રીવલ્લભાચાર્યના ગુણો ગાવા પણ આચરણ તો મનસ્વીજ કરવું."

૨૬૩. પૃ ૯૪ મા. પુષ્ટિમાર્ગનુ ગુંસાઇજીએ આપેલુ લક્ષણ મ્હારા હૃદયમા આરૂઢ થઇ જવાથી શાસ્ત્રીય જ્ઞાનભાક્તને હું પુષ્ટિમાર્ગીય માનતો નથી........પ્રચલિત (પુષ્ટિ) સપ્રદાયને હું "બાહ્મણીઓ" સપ્રદાય વારવાર કહુ છુ એ પણ તમે જાણો છો."

૨૬૪-પૃ. ૯૬..."બ્રાહ્મણપણાનુ અભિમાન નહી, વૈષ્ણવપણાનું સુન્દર અભિમાન, લોકમા બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહી, કાપટયથી વર્ણાશ્રમ પાળવો."

૨૬૫. પૃ. ૬૦મા. શ્રી. હીરાલાલભાઇ લખે છે કે:—"માર્ગમા એક હાલ તરીકેજ તેમનો ઉપયોગ શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજો કરતા એ શાસ્ત્રીજીની દષ્ટિ બહાર ન હતુ."

૨૬૬. પૃ. ૯૨-૯૩મા. "શાસ્ત્રીજી (મગનલાલ) કહેતા કે મને ખેદ એટલા માટે થાય છે કે અત્યારે સંપ્રદાયમા વિદ્વાન ગોસ્વામી

બાળકોની સખ્યા બહુજ થોડી છે, તેમા પણ શ્રીસુબોધિનીજીનુ નિત્ય નિયમ-પૂર્વક વાચન કરી વૈષ્ણવોને શ્રવણ કરાવનાર અત્યારે કોઇ નથી"

૨૬૭ પૃ. ૧૦૧મા. (શાસ્ત્રીજી મગનલાલજી) શ્રીવલ્લભ એટલે **वस्तुतः कृष्ण एव** । અરે એટલુંજ નહી પણ કદાચ **श्रीकृष्ण** નામ સ્મરણ કરતા ચૂકતા હશે પણ **श्रीवल्लभ** નામસ્મરણ તો સ્વમુખેથી અહર્નિશ ચાલ્યા કરતુ"

૨૬૮. પૃ ૧૦૯મા જ્યારથી (પુષ્ટિમાર્ગીય ગ્રથાદિનુ) અધ્યયન, સેવન, અને વિશ્વાસ બધ થયા ત્યારથી પુષ્ટિમાર્ગીય દૈવી જીવો પણ મર્યાદામાર્ગમા ધમડાવા માડયા, વૈષ્ણવો તો શુ પણ ખુદ ગો સ્વામી બાળકો પણ મર્યાદામાર્ગીય પડિતો રાખી વૈષ્ણવોને તેઓની પાસેથી ઉપદેશ અપાવવા લાગ્યા, અને સ્વય પોતે તેઓનાજ સમર્ગમા દિવસો વ્યતીત કરતા, શુ આપ કહી શકશો કે એ માર્યાદિક પડિતો અમને અમારા સર્વોચ્ચધ્યેયનુ દર્શન કરાવવા શક્તિ ધરાવે છે? બિલકુલ નહી, તેઓ પોતે પણ મર્યાદાની જ જીરીથી જકડાયેલા છે.

૨૬૯ પૃ ૧૧૫મા —"મહારાજ લાયબલ કેસે સપ્રદાયને ઘોર અન્યાય કર્યો છે પણ તેને માટે સુધારકો કરતા પણ જવાબદાર સાપ્રદાયિકો છે, તેમણે પોતાના ધર્મનુ રહસ્ય સમજવાનો પ્રયત્ન કર્યો નથી, તેમ તદનુસાર પોતાનું જીવન બનાવ્યુ નથી, આથીજ તે જગતની બત્રીશીએ ચઢયો છે અને શિષ્ટ પુરુષોમા પણ અવગણનાને પાત્ર બન્યો છે આવી એમની કઇક માન્યતા હોવાથી તેઓ સાપ્રદાયિક ગ્રથ સશોધનાદિના સેવાભિરત રહ્યા હતા"

૨૭૧ પૃ ૧૧૯મા "ગાયત્રી મત્રનુ રહસ્ય લૌકિક સૂર્યની ઉપાસનામા નથી,".. આ રહસ્ય શ્રી વલ્લભાધીશે ગાયત્રી ભાષ્યમા જણાવ્યુ છે"

૨૭૨ પૃ ૧૯૧મા...."પ્રભુના વચનદ્વારા જે માર્ગ પ્રકટ

થાય તે માર્ગ "મર્યાદા" કહેવાય અને પ્રભુના સાક્ષાત્ આનન્દાત્મક સ્વરૂપમાથી જે પ્રગટ થાય તે માર્ગ "સ્વતન્ત્ર પુષ્ટિમાર્ગ" કહેવાય છે, તે મર્યાદા માર્ગના પ્રમાણ, પ્રમેય, સાધન, અને ફલથી અત્યન્ત નિભિન્ન છે, પુષ્ટિમાર્ગીય મન્યાસપણ પૃથક્ છે, પુષ્ટિમાર્ગીય ભક્તિ પણ વિચિત્ર છે, પુષ્ટિ માર્ગીય સેવ્ય શ્રી પુરષોત્તમ અને તેમના શ્રીમદ્ ગોકુલાદિ ધામનો વ્યાપી વૈકુંઠાદિથી પણ ઉત્કર્ષ તાનિ પરે તથા દ્વાદ સૂત્રમા શ્રીમદાચાર્યે પ્રતિપાદિત કર્યો છે, આપણા ગ્રથોમા વિહિતમાર્ગ, વૈદિક માર્ગ, આર્યમાર્ગ, સાધનમાર્ગ, પ્રમાણમાર્ગ ઇત્યાદિ નામો મર્યાદામાર્ગને આપેલ છે.. અવિહિતમાર્ગ, સ્વતન્ત્રમાર્ગ, ભજનાનન્દ કૃપામાર્ગ, નિસાધન માર્ગ, ફલમાર્ગ, પ્રમેયમાર્ગ, નિરુપાધિ સ્નેહ માર્ગ ઇત્યાદિ સજ્ઞા પુષ્ટિમાર્ગની છે જેમ લૌકિકમા સર્વ વ્યવહાર લૌકિક પદાર્થોથી થાય છે જેમ વૈદિકમા વૈદિક પદાર્થથી થાય છે તેમ પુષ્ટિમાર્ગમા સર્વવ્યવહાર સાક્ષાત અવિકૃત, અદ્વિતીય નિર્લેપ, નિર્દોષ, પૂર્ણગુણ, રસરૂપ ભગવત્રૂપ પદાર્થથી થાય છે"

૨૭૩ પૃ ૧૪૦ મા —"પુષ્ટિમાર્ગની બધી તરફથી પડતી તો આવી છે જ અજ્ઞાનથી, ટૂકી નજરની વર્તણુકથી, વિદ્વાન વૈષ્ણવો તરફ ખતાયાતી બેદરકારીથી, એવા ઘણા કારણોને લીધે સપ્રદાય હાનકારક સ્થિતિમા આવી ગયો છે"

૨૭૪. પૃ ૧૪૩ મા "પુષ્ટિસુધા" મા છપાયેલા લેખો પૈકી "પાસડી આ ર બ્દની મીમાસા," 'પુષ્ટિમાર્ગ અને શ્રાદ્ધ,' "શ્રીહરિરાયજી અને શ્રાદ્ધ" "પુષ્ટિમાર્ગ અને યજ્ઞોપવીત," વગેરે લેખો ગો. મગનલાલ શાસ્ત્રીના વાચવા જેવા છે"

૨૭૫ પૃ ૧૫૦ મા —ગો મગનલાલ શાસ્ત્રી "પુષ્ટિમાર્ગના અનુયાયી સમાજમા ચાલતા સડાઓ અને કુપ્રથાઓના કટ્ટર વિરોધી હતા"

—प्रारंभः—

द्रुतकनकसुगौरस्निग्धमेघौघनीलच्छविभिरखिल वृन्दा-
रण्यमुद्भासयन्तौ।
मृदुलनवदुकूले नीलपीते दधानौ स्मर निभृतनिकुञ्जे-
राधिकाकृष्णचन्द्रौ ॥१॥

અર્થઃ—પ્રવાહી સુવર્ણ સમાન અત્યંત ગૌર અને સુંદર મેઘ-સમુદાયની સમાન નીલકાન્તિ વડે વૃન્દાવનને શોભાવતાં, અને નીલ તથા પીળા કોમળ નવિન વસ્ત્રો જેમણે ધાર્યા છે એવા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧)

नवकिसलयतल्पे कल्पयन्तौ विचित्रां सुरतसमरकेली-
मुन्मदानङ्गरङ्गौ।
ललितवलयकाञ्चीनूपुरध्वानरम्यौ स्मर निभृतनिकुञ्जे
राधिकाकृष्णचन्द्रौ ॥२॥

અર્થઃ—ઉત્કટ અનંગરંગે રંગાયેલા અને એથીજ નવપલ્લવ-યુક્ત શય્યામાં વિચિત્ર પ્રકારની સુરત યુદ્ધની ક્રીડા કરતા તથા સુંદર કંકણ, કટિમેખલા તથા નૂપુરના શબ્દો વડે રમ્ય જણાતા એવાં ગુપ્ત-નિકુંજમાં રહેલા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨)

प्रतिपदप्रतिकूलात्याग्रहव्यग्रमूर्ती बहुविरचितनानाकार
चारुप्रकारौ।
नवसुरतविलासौत्सुक्यगूढप्रकाशौ स्मर०... ॥३॥

અર્થઃ—ડગલે ને પગલે પરસ્પરના વિરૂદ્ધ અત્યાગ્રહને લીધે જેઓની મૂર્તિઓ વ્યગ્ર થયેલી છે, એવા અને તેથી અનેક પ્રકારે રચેલા વિવિધ આકારો વડે જેમની રીતભાત સુંદર દેખાય છે એવાં, અને નવીન રતિક્રીડાના વિલાસની ઉત્સુકતાનો ગુપ્ત છે પ્રકાશ જેઓમાં, એવા ગુપ્ત નિકુંજમાં રહેવા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૩)

तदतिमधुरलीलालोललोलाङ्गलक्ष्म्या सुललितललिता-
देर्निर्निमेषाक्षिरन्ध्रैः ।
हृदयमुपनयन्तौ पूर्णसौख्याम्बुराशी स्मर०... ॥४॥

અર્થઃ-પોતાની અત્યંત સુંદર લીલાવડે વિશેષ ચંચળ છે અંગ શોભા જેમની એવી મનોહર લલિતા વિગેરે સખીઓનાં નિમેષરહિત નેત્રોનાં છિદ્રોદ્વારા તેમનાં હૃદયમાં પ્રવેશ કરતાં અથવા તેમને પોતાના હૃદયમાં લેઈ જતા અને પૂર્ણ સુખના સમુદ્ર જેવાં) ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૪).

प्रियतमकृतगाढाश्लेषपर्यायितोरुस्तनमुकुलमनोज्ञा
यल्लभैकात्मतेप्सू ।
किमपि रचितशुष्कक्रन्दितोदारहासौ स्मर०... ॥५॥

અર્થઃ-પ્રિયે અથવા પ્રિયતમાએ કરેલા ગાઢ આલિંગન વડે અત્યંત દબાયેલાં સ્તનયુક્ત શરીરવડે સુંદર જણાતાં અને તેથીજ પ્રિય અથવા પ્રિયાની સાથે તાદાત્મ્ય રૂપને પામવાની ઇચ્છાવાળાં, તેમજ અલૌકિક રીતિથી શુષ્કક્રન્દિત કરતા અને ઉદારહાસ્ય કરતાં એવાં, ગુપ્ત નિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૫)

सततसुरततृष्णाव्याकुलावुन्मदिष्णू विपुलपुलकराजद्गौर-
नीलोत्पलाङ्गौ ।
मिथ उरुपरिरम्भादेकदेहायमानौ स्मर०... ॥६॥

અર્થઃ-નિરંતર રતિ ક્રીડા કરવાની લાલસાથી આકુલવ્યાકુલ જણાતા અને તેથી જ મદોન્મત્ત થયેલાં તેમજ અત્યંત રોમાંચ થવા વડે જેમનું ગૌર અને નીલ શરીર વસ્ત્રના છેડા વડે અથવા પાલવ વડે શોભી રહેલું છે એવાં અને પરસ્પર ઉરૂપરિરંભ વડે ગાઢ આલિંગન વડે જાણે એક દેહરૂપ બની ગયેલાં હોયને! એવાં જણાતાં, ગુપ્ત નિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર.

**ललितनवकिशोरौ नव्यलावण्यराशी सकलरसिकचूडाल-**
**कृती मुग्धवश्यौ ॥**
**मधुरमधुरमूर्ती विद्युदम्भोदकान्ती स्मर०... ॥७॥**

અર્થ.—સુંદર અને નવિન કિશોર અવસ્થાવાળા, નવિન સૌંદર્યના સમૂહરૂપ, સર્વરસિક જોડલાઓના મસ્તકાલંકાર રૂપ અથવા સર્વથી અધિક રસિક, પરસ્પર મુગ્ધ અને વશ બનેલા, અતિશય સુંદર શરીર જેઓએ ધાર્યા છે એવા તથા વીજળી અને મેઘના જેવી જેઓની કાંતિ છે એવા કુંજનિકુંજમાં રહેલા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર (૭)

**जघनलुलितवेणी विस्फुरद्बर्हचूडौ रुचिरकनकचूडाकङ्क-**
**णोद्भासिपाणी ।**
**विलसदरुणरोचि:पीतकौशेयरम्यौ स्मर०... ॥८॥**

અર્થ—જેમની જંઘા પર વેણી લટકી રહેલી છે એવા, સુશોભિત મયૂર પિચ્છ જેમના મસ્તકમાં છે એવા, સુંદર કનકના મયૂર પીચ્છ અને કંકણો વડે જેમના હસ્ત સુશોભિત છે એવા, સુંદર અરૂણ કાંતિવાળું અને પીળું જે કૌશેય વસ્ત્ર (એક અરૂણ અને બીજુ પીળું) વડે રમ્ય જણાતા એવા, કુંજનિકુંજમાં રહેલા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૮)

**कनकजलदगात्रौ नीलपीताम्बरेशौ मृगमदरसभालौ**
**मालतीकुन्दमालौ ।**
**तरलतरुणवेशौ नीलशोणाब्जनेत्रौ स्मर० ॥९॥**

અર્થ -સુવર્ણ અને મેઘના જેવા જેના ગાત્રો છે એવા, નીલ અને પીળા અંબરો જેઓએ ધારણ કર્યાં છે એવા, કસ્તૂરીના રસને જેમણે ભાલ પર લગાવ્યો છે એવા, માલતી અને કુન્દ પુષ્પોની માળાઓને ધારણ કરનારા, સુંદર તરુણ વેશવાળા, નીલ અને રક્ત કમળ સમાન જેઓના નેત્રો છે એવા, કુંજ નિકુંજમાં રહેલા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૯)

निखिल निगमगूढौ नित्यमन्योन्यगाढप्रणयभरवि-
वृद्धोच्छृंखलानङ्गचेष्टौ।
सुरतरसमदान्धौ न्यस्तजीवौ मिथोङ्के स्मर० ॥१०॥

અર્થ:—જેમના સર્વ નિશ્ચયો ગુપ્ત રહેલા એવાં, અથવા સર્વ શાસ્ત્રોમાં જેઓ ગુપ્ત રીતે રહેલાં છે એવાં, નિરંતર પરસ્પરના ગાઢ પ્રેમ ભાર વડે વૃદ્ધિ પામેલી ઉચ્છૃંખલ કામની-ચેષ્ટા કરતાં, રતિ-સુખના રસથી મદાન્ધ બનેલાં અને પરસ્પરનાં અંગો ઉપર જેમણે પોતાના જીવને નાખેલો છે. અર્થાત્ પ્રેમથી એકેકના શરીર પર શયન કરી રહેલાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૦)

प्रियकरपरिमर्दोज्जृंभमाणोरुवक्षोरुहमनसिजकण्डूद्दंड-
कन्दर्पलीलौ।
कलितदयितपाणिस्पृष्टनीवीनिबन्धौ स्मर०... ॥११॥

અર્થ:—પ્રિય અથવા પ્રિયાના હાથના મર્દન વડે સ્ફૂરાયમાણ થતાં ઉરુ અને પયોધરોમાં (ઉત્પન્ન થયેલી) કામની કંડૂ તેથી ઉદ્દંડ બનેલી છે. કામ ક્રીડા જેઓની એવાં, તથા સુંદર પ્રિય અથવા પ્રિયાના હાથ વડે જેમનાં નીવીબન્ધનો સ્પર્શાયેલાં છે એવાં, ગુપ્ત-નિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૧)

मिथ उरुपुलकश्रीदोर्लताबद्धकंठौ व्यतिललितमुखेन्दू
किङ्करीलालिताङ्घ्री।
नवरतिरणखेलाश्रान्तितन्द्रालुनेत्रौ स्मर०... ॥१२॥

અર્થ—પરસ્પર અત્યંત રોમાંચિત થયેલી અને તેથી સુશોભિત જે બાહુ લતાઓ તે જેમના કંઠોમાં બંધાઇ ગયેલી છે એવાં અત્યંત સુશોભી મુખચન્દ્રો છે જેમનાં એવાં, સેવિકાઓ જેમની ચરણ સેવા કરી રહેલી છે એવાં, અને નવિન રતિક્રીડાના યુદ્ધમાં ખેલવાથી

લાગેલો જે થાક તેથી જેમનાં નેત્રો નિદ્રાવાળાં થઇ ગયેલાં છે એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૨)

मनसिजरससिन्धोरद्भूतावर्तवेग-भ्रमिततनुमनस्कौ केलिविस्मायितालौ।
मिथ उरुविधगात्रस्पर्शजल्पप्रहासौ स्मर०... ॥१३॥

અર્થ:—કામદેવરૂપી રસસિન્ધુના અદ્દભુત આવર્ત વેગથી જેમનાં શરીર અને મન ભ્રમિત થઇ ગયેલાં છે એવાં, તથા ક્રીડાને લીધે જેમણે ભમરોને પણ વિસ્મય ઉત્પન્ન કર્યો છે એવાં, અને પરસ્પર અનેક પ્રકારે ગાત્રોનો સ્પર્શથી વાર્તાવિનોદ તથા હાસ્ય કરતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા તથા કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૩)

सुरतरससमुद्रे पार आचूडमग्नौ त्रुटिलवमिवजातां मन्यमानौ त्रियामाम्।
प्रतिनिमिषमसीमोज्जृम्भितानङ्गचेष्टौ स्मर०... ॥१४॥

અર્થ:—રતિક્રીડાના સમુદ્રની વચ્ચે શિખા પર્યંત ડૂબી ગયેલાં અર્થાત્-અલૌકિક કામ કેલિનો અનુભવ લેતાં અને આખી રાત્રિને એક ત્રુટિના લેશ જેટલી-અલ્પસમયની માનતાં એવાં, અને પ્રતિક્ષણે અસીમ, સ્ફુરાયમાણ કામ ચેષ્ટાઓ કરતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૪)

बहलसुरतवेलायाससंखिन्नगात्रौ दयित निजसखीभिर्वीज्यमानौ पटान्तैः।
सरसभुजगवल्लीं भुज्यमानौ च भूयः स्मर०... ॥१५॥

અર્થ:—અત્યંત રતિક્રીડા કરવાના શ્રમ વડે જેઓનાં અંગો ખિન્ન થઈ ગયેલાં છે એવાં, પોતાની પ્રિય સખીઓ વસ્ત્રના છેડાઓ વડે જેઓને પવન નાખી રહી છે એવાં, અને વારંવાર સરસ નાગરવેલનાં પાનનો આસ્વાદ લેતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં એવાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૫)

विलुलित वरवेणीहारमालावतंसौ मृदुलमधुरहास्योल्लासि-
वक्त्रेन्दुबिम्बौ।
अतिरसमदलोलौ चित्रकन्दर्पकेली स्मर०... ॥१६॥

અર્થ:—લટકતી એવી સુંદર વેણી અને હારમાલાને પહેરતાં, કોમલ મધુર હાસ્ય વડે જેમનાં મુખરૂપી ચન્દ્રબિમ્બો શોભી રહેલાં છે એવાં, અત્યંત કામરસના મદ વડે ઉછળતાં એવાં, અને વિચિત્ર પ્રકારની જેમની કામ ક્રીડા છે એવાં, ગુપ્તનિકુંજમાં રહેલા રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૬)

सुरतरसमहाब्धौ सन्ततं संतरन्तौ त्रुटितललितकाञ्ची-
दामहारावलीकौ।
मणिकनकविभूषोत्सर्पिभास्वत्प्रकाशौ स्मर०... ॥१७॥

અર્થ:—રતિક્રીડાના રસમહાસાગરમાં નિરંતર તરતાં, તુટી ગયેલા છે. સુંદર કાંચી અને હાર જેમનાં એવાં, તથા મણિ અને સુવર્ણના અલંકારોની ચારેય તરફ વિસ્તાર પામેલી કાંતિ વડે પ્રકાશમાન જણાતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૭)

बहुविधपरिमृष्टान्योन्यगात्रावजस्रं बहुविधपरिपृच्छा-
कर्णितान्योन्यवाचौ।
अनिमिषनयनानुस्वादितान्योन्यवक्त्रौ स्मर०... ॥१८॥

અર્થ:—નિરંતર અનેક પ્રકારે જેમણે પરસ્પરનાં ગાત્રોનું મર્દન કરેલું છે એવાં, અનેક પ્રકારે પરસ્પરને પૂછવામાં અને પરસ્પરનું સાંભળવામાં જેમની વાણી લાગેલી છે એવાં, અને એકીટસે પરસ્પર મુખદર્શનનો રસાસ્વાદ જેઓ લઇ રહ્યાં છે એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૮)

नवललितवयस्कौ नव्यलावण्यपुञ्जौ नवरसचलचित्तौ-
नूतनप्रेमवित्तौ।
नवनिधुवनलीलाकौतुकेनातिलोलौ स्मर०... ॥१९॥

અર્થઃ—સુંદર નવયૌવનવાળાં, નવિન સૌંદર્યના પુંજ રૂપ, નવિન રસ લેવામાં ચંચળ ચિત્તવાળાં, નવિન પ્રણયધનવાળાં, અને નવિન કામ ક્રીડાના આનંદની લીલાના કૌતુક વડે અત્યંત ચપળ એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૧૯)

प्रथममिलनभीतोद्भावितास्वासवाचौ प्रियतमभुजरोधव्यग्रहस्तौ रतोत्कौ ।
अलमलमितिलीलागद्गदैरुन्मदान्धौ स्मर०... ॥२०॥

અર્થઃ—પ્રથમ મેલાપના સમયે ભયને લીધે જેમને વાણી બોલતાં શ્વાસ ચઢી આવે છે એવા, પ્રિયાના અથવા પ્રિયતમના હાથને અટકાવવા માટે વ્યગ્ર છે. હસ્તો જેના એવાં છતાં ક્રીડા માટે ઉત્સુક બનેલાં, અને "બસ-બસ"-એ પ્રમાણે લીલાથી ગદગદ વાણી બોલતાં-અતિશયમદાંધ બનેલાં એવાં ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૦)

स्तबकितमणिदाम्ना प्रेयसीगुम्फितात्यद्भुतसुललितवेणी प्रेयसाक्लृप्तचूडौ ।
मिथ उदयदखण्डप्रेमरज्जुनिबद्धौ स्मर०... ॥२१॥

અર્થઃ—ગુચ્છારૂપે રહેલી મણિઓની દોરી વડે પ્રિયાએ ગુંથેલી છે અત્યંત અદ્દભુત અને સુંદર વેણી જેની અને પ્રિયતમે ગુંથેલો છે ચોટલો જેનો એવાં, અને પરસ્પર ઉત્પન્ન થયેલાં અખંડ પ્રેમ-રૂપી દોરી વડે બંધાયેલાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૧)

सुरतकलहसौख्ये काकुवादप्रणामाधिकविरचितमान्यदुर्गमप्रेमभङ्गी ।
स्मितमधुरमृदूपालम्भहृन्मीलिताक्षौ स्मर०... ॥२२॥

અર્થઃ—રતિક્રીડાના કલહ સુખને વિષે કાકુવાદ અને પ્રણામો

વડે અત્યંત ઉત્પન્ન કરેલાં ગાન્યોથી–મુશ્કેલીથી જાણી શકાય એવી જેમની પ્રેમરચના છે એવાં, તથા મધુર હાસ્ય અને હળવો ઠપકો આપનાર અંતઃકરણો જેમનાં પરસ્પર મળેલાં છે એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૨)

प्रियरतिसमनुज्ञामार्गणानम्रवक्त्रोन्नमितचिबुकदृष्ट्या स्मेरकान्तामुखाब्जौ ।
किमिव कुरुष इत्यास्वाद्यवाक्किञ्चनोक्ती स्मर०... ॥२३॥

અર્થઃ—પ્રિય અથવા પ્રિયાની સાથે રતિક્રીડા કરવા માટે આજ્ઞાની યાચના કરવા માટે નમાવેલાં મુખનું ઉન્નમિત કરેલું ચિબુક જોઇને હાસ્યયુક્ત એવા કાન્ત અથવા કાન્તાના મુખ કમળમાંથી "આ શું કરો છો અથવા કરે છે?" એવી વાણીનો આસ્વાદ લઇને કંઇક બોલતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણનું તું સ્મરણ કર. (૨૩)

रमणवदनचन्द्रादत्ततांबूलवल्लीनिरजसनिधिवक्त्रेन्यस्त- तच्चर्विभागौ ।
मिथ उरुरसदाङ्गस्पर्शनेनोद्यमानौ स्मर०... ॥२४॥

અર્થઃ—પ્રિય અથવા પ્રિયાના મુખચન્દ્રમાંની લીધેલી તાંબુલની પટ્ટી વડે રસના સમુદ્રરૂપ થયેલાં પોતાના મુખને વિષે તે તાંબુલનો ચાવેલો ભાગ જેમણે રાખ્યો છે એવાં, અર્થાત્–રતિક્રીડામાં પરસ્પરનું તાંબુલ ગ્રહણ કરતાં એવાં, અને પરસ્પર અત્યંત રસદાયક એવાં અંગોના સ્પર્શ વડે જાણે ઉદ્યુક્ત થયેલાં હોય એવાં જણાતાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૪)

प्रततिभवनरन्ध्रायातसम्मन्दशीतानिलदलितसुतुङ्गानङ्ग- संग्रामखेदौ ।
क्षणमिव परिरम्भारब्धभूयो विहारौ स्मर०... ॥२५॥

અર્થઃ—લતામંડપના છિદ્રોમાંથી આવતા સુંદર, મંદ અને ઠંડા

પવન વડે જેમના પ્રમુલ અનંગ સંગ્રામનો શ્રમ નષ્ટ થયો છે એવાં, અને ક્ષણવાર હોય તેમ આલિંગનનો વિહાર વારંવાર આરંભ કર્યો છે જેમણે એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૫)

प्रणयमयवयस्याकुञ्जरन्ध्रार्पिताक्षौ क्षितितलमनुलब्धा-
नन्दमूर्छापतन्तौ ।
प्रतिरतिविदधानौ चेष्टितैश्चित्रचित्रैः स्मर०... ॥२६॥

અર્થ:—સ્નેહમય સખીઓના લતાકુંજના છિદ્રોમાં જોતાં અને તેથી પ્રાપ્ત થયેલા આનંદ વડે મૂર્છા ખાઇ પૃથ્વી પર પડતાં, અને વિચિત્ર પ્રકારની ચેષ્ટાઓ વડે પરસ્પર સ્નેહને ધારણ કરતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૬)

किमपि परमशोभामाधुरीरूपचेष्टाहसितलपितदृष्ट्याद्यद्-
भुतोत्कर्षकाष्ठाम् ।
परमरसरहस्यावेशतः सन्दधानौ स्मर०... ॥२७॥

અર્થ:—પરમરસ અને એકાન્તિક રહસ્યના આવેશથી કાંઇ પણ પરમ સૌન્દર્ય, મધુરતા, રૂપ, ચેષ્ટા, હસવું, લખાઈ જવું, જોવું વગેરે વડે અલૌકિક ઉત્કર્ષની સીમા ધારણ કરતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૭)

सततमपरिमाणोज्जृम्भमाणानुरागोन्मदरसभरसिन्धूल्लोल-
लोलायिताङ्गौ ।
दलितसकलसेतू धन्यगोप्यैकवश्यौ स्मर०... ॥२८॥

અર્થ:—નિરંતર અપરિમિત ઝળહળતા પ્રેમનો ઉન્મદ જે રસસમુદાય તદ્રૂપ સિન્ધુના તરંગો વડે જેઓનાં અંગો ચંચળ થયેલાં છે એવાં, તથા જેમણે સકલ બન્ધનોને તોડી નાખ્યાં છે એવાં, અને કૃતાર્થ થયેલી ગોપીઓને વશ રહેનારાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૮)

अतिरसमदवेगान्निस्तृपाधैर्यतृतीक्रमसमुदितलत्तत्सौरता-
ध्चर्यरीती।
बहिररतिसुखलीलानूघतेक्ष्यानुबन्धौ स्मर०... ॥२९॥

અર્થ:—અતિશય રસમદના વેગ વડે જેમની લજ્જા, ધૈર્ય, અને તૃપ્તિ નષ્ટ થયાં છે એવાં, ક્રમેક્રમે ઉત્પન્ન કરેલી છે વિવિધ પ્રકારની રતિક્રીડાની આશ્ચર્યકારક રીતિઓ જેઓએ એવા અને બહાર પણ અત્યંત સુખપૂર્વક લીલા માટે પ્રકટ કરેલો છે પ્રેક્ષણનો સંબંધ જેઓએ એવાં, ગુપ્તનિકુંજમા રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૨૯)

क्व बत विचलितं वः प्रास्य मां शूरहस्ते फलयत मम-
वेदां स्त्रक्छिदात्मात्मसख्यः (?)
इति मिलितवयस्यासूक्तिभिर्हासयन्तौ स्मर०... ॥३०॥

અર્થ:—માલા વડે જેમણે મારા આત્માને દુલવ્યો છે એવી હે પ્રિયસખીઓ! મને શૂરના હાથમાં મૂકીને તમે બધાં ક્યા ચાલ્યાં? આ પ્રમાણે ભેગી થયેલી સખીઓની મધુર ઉક્તિઓ વડે હાસ્ય કરાવતાં એવાં, ગુપ્તનિકુંજમાં રહેલાં રાધા અને કૃષ્ણચન્દ્રનું તું સ્મરણ કર. (૩૦)

परमतररहस्यानन्दनिःस्यन्दिवृन्दाविपिननवनिकुञ्जे
दिव्यदिव्यैर्विलासैः।
निरवधिरममाणौ राधिकानन्दसूनू स्मर सकलमुपेक्ष्यो-
पायवाशास्त्रयुक्तौ ॥३१॥

અર્થ:—અત્યંત શ્રેષ્ઠ ગુપ્ત આનંદનો જેમાં નિસ્યન્દ-પ્રવાહ છે એવાં વૃન્દાવનનાં નવિન નિકુંજમાં ઉત્તમોત્તમ દિવ્ય વિલાસો વડે નિઃસીમ રીતે ક્રીડા કરતાં એવાં રાધિકા અને નન્દના પુત્ર કૃષ્ણચન્દ્રનું તું-સકલ વસ્તુઓનો ત્યાગ કરીને કલ્યાણ કરનાર શાસ્ત્રયુક્ત-વચનોનો સ્વીકાર કરીને-સ્મરણ કર. (૩૧)

स्तवमिममतिरम्यं राधिकानन्दसूनुप्रमदरसविलासैरद्भुतं-
भावयुक्तम्।
पठति य इहरात्रौ नित्यमव्यग्रचित्तो द्विजवरपरिमुक्तः
प्रेमभक्तिं लभेत ॥३२॥

અર્થ:—જે શ્રેષ્ટ દ્વિજ, રાધિકા અને કૃષ્ણચન્દ્રના સુરતરસના વિલાસો વડે અદ્ભુત અને ભાવયુક્ત એવાં આ અત્યંત સુંદર સ્તોત્રનો અહિં રાત્રિને વિષે નિરંતર શાતચિત્તથી પાઠ કરે છે. તે મુક્ત થઇને ભગવાનની પ્રેમભક્તિને મેળવે છે. (૩૨)

ઇતિશ્રી વિઠ્ઠલેશ પ્રભુચરણે રચેલો "નિકુંજવિલાસ"
સમાપ્ત.



# સંક્ષિપ્ત વકતવ્ય.

શ્લોક ૫. तैप्सु ને બદલે तेप्सु પાઠ હોય તે ઠીક ગણાય.
,, ૬. नीलोञ्चलाङ्गी-ત્યાં अञ्चल શબ્દ છુટો પાડવા માટે नीलाञ्च માનીને અર્થ કર્યો છે. મૂળ લખાણ જેમ છે, તેમજ રહેવા દીધું છે.
,, ૮. नहेचूडो પાઠ હતો, ત્યાં बर्हचूडो કરીને અર્થ કર્યો છે. વળી रुचिर. એ આખું પદ વ્યાકરણ પરિશુદ્ધ ન હોવાથી અર્થ કરતાં મુશ્કેલી નડી છે, છતાં...चूडौ તે બદલે...चूडः કરીને ત્યાં સુધીનું પદ કૃષ્ણનું વિશેષણ અને चूडा છે ત્યાં સુધીનું પૃથક્ પદ માની રાધિકાનું વિશેષણ માનીએ તો ચાલે.
,, ૧૧. वन्धौ એ પદ ख्यातिविरुद्ध હોઇ કાવ્ય દૂષિત જણાય છે.
,, ૧૪. जालं ને બદલે.. जालां માની અર્થ કર્યો છે.
,, ૧૭. ......घलीकौ ત્યાં ભાષાન્તર કરવામાં મુશ્કેલી પડે, છે કારણ કે પદ્ય રચનામાં અર્થની ક્ષતિ છે.
,, ૨૦. मीत શબ્દને ઠેકાણે मौत्ति મૂકવાની આવશ્યકતા છે.
,, ,, ક્રીડા વર્ણન પછી જલક્રીડાદિનું વર્ણન થાય છે તે સાહિત્યદોષ છે.
,, ,, व्यग्रहस्ता ને બદલે व्यग्रहस्तौ પૃથક્ કર્યું છે.
,, ૨૧. રચનામાં ખામી. છન્દોભંગ,
,, ૨૨. मान्यनो અર્થ ઘટતો નથી.
,, ૨૩. રચનામાં ખામી.
,, ૨૪. પૂર્વાર્ધ અશુદ્ધ.
,, ૨૫. भूयस् અવ્યયનો સમાસમાં સમાવેશ કર્યો તે અનારતવિક.

" ૨૯-૩૦-૩૧-૩૨. રચનામાં ખામી.
" ૩૨. स्तवमिदं ને બદલે स्तवमिमम् કર્યું છે. स्तव શબ્દ પુલ્લિંગનો હોવાથી.

---

## વલ્લભસંપ્રદાયનો ઇતિહાસ.

એવા શિર્ષક નીચે શ્રીકાશીમાં સંસ્કૃત ભાષામાં પં. શ્રીકેદારનાથ શર્માના સંપાદક હેઠળ પ્રગટ થતા સંસ્કૃત પાક્ષિક પત્ર "सुप्रभातम्" ના વર્ષ ૧૦ માંના ૧૭-૨૦ ના અંકોમાં પં. તારાદત્ત પંત સાહિત્યાચાર્ય, દર્શનશાસ્ત્રી, કાવ્ય વ્યાકરણતીર્થે સંસ્કૃતમાં એક લેખ લખ્યો છે તેનો ગુજરાતિમાં નીચે મુજબ સંક્ષિપ્ત અનુવાદ કરૂં છું:—

વૈષ્ણવોમાં વલ્લભસંપ્રદાયના આચાર્ય શ્રી વલ્લભાચાર્યના સંપ્રદાયનો પરિચય તપાસતાં ઇતિહાસાદિમાં નીચે મુજબ જણાઇ આવે છે.—

આજથી પૂર્વે પાંચમી સદીમાં કલિંગ દેશના વતની શ્રી વલ્લભ નામના કોઈ બ્રાહ્મણ વિદ્યા ભણવા કાશીએ ગયા. તેઓને વ્યાકરણાદિ શાસ્ત્રો ભણતાં કોઇ કારણથી વૈરાગ્ય થયું અને કોઇ સન્યાસીની પાસે જઇ પોતાને સન્યાસ દેવાની પ્રાર્થના કરી. સન્યાસીએ પૂછ્યું જે તું ગૃહસ્થ છે કે બ્રહ્મચારી? જો તું વિવાહિત હો તો તને સન્યાસનો અધિકાર નથી.

વલ્લભે પોતાના લગ્નની વાતને સાવ છૂપાવીને પોતે તેની પાસેથી સન્યાસ લીધો. તે પછી તેના માતાપિતાએ કાશીએ યાત્રા જતા સ્વદેશીઓને વિનન્તિ કરીને કહ્યું જે અમારો પુત્ર કાશીએ ભણવા ગયો છે તે જો આનંદમાં હોય તો તેને તમો સાથે તેડતા આવશો, તે પછી ઘણા વર્ષે પુત્રને તેડવા વલ્લભના માતપિતા

જાતે કાશી તીર્થયાત્રા પ્રસંગે ગયા. ત્યાં પોતાના દેશના વિદ્યાર્થિઓના રહેઠાણો, મઠ, મંદિરો અને ગૃહસ્થોના ઘરોમાં તપાસ કરતાં પોતાના પુત્રને કોઈ સન્યાસીના મઠમાં જોતાં બહુ રાજી થઈ ત્યાંના સન્યાસીને સવિનય પૂછવા લાગ્યા કે–હે ભગવન્! આ અમારો પુત્ર પરણેલો ઓવાળો છે. તેણે પોતાની ઇચ્છાથી કોઈ વૈરાગ્યથી, તમારી સંમતિથી કે કોઇ પ્રલોભનથી ઉમર વગરનું ભોગવિરોધી સન્યસ્ત લીધું છે?

સન્યાસીએ કહ્યું કે મેં તેને જ્યારે પૂછ્યું ત્યારે તેણે કહ્યું જે હું અવિવાહિત છું, અને મને સંસાર ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો છે ઇત્યાદિ અનેક પ્રાર્થનાઓથી મને સન્યાસ દેવા આજીજી કરી અને સોગન ખાધા ત્યારે મેં તેને તેના વિશ્વાસે સન્યાસ દીધો. જો આ તમારો પુત્ર પરણેલો છે એ સાચું હોય તો તેને તમો ઘેર લઇ જાઓ અને ફરીથી તેના જાતકર્માદિ સંસ્કારો કરાવી શુદ્ધ કરો અને તેની પરણેલી સ્ત્રી જોડે ફરીને વિવાહ કરી ભાઇઓ જોડે વ્યવહાર કરાવો. આમ જ્યારે સન્યાસીએ કહ્યું ત્યારે તેઓ બહુ પ્રસન્ન થયા :—

वल्लभमातरपितरौ तनयं वेशाय निन्यतुः काश्याः ।
गत्वा च तत्र बन्धूनाहूय मनोरथं स्वीयम् ॥१॥
कथयामासतुरतुला बंधुजनानां विचारणा चाभूत् ।
द्वैधीभावश्चासीत् संस्कारे वल्लभस्य तदा ॥२॥
बन्धूनां द्वैविध्यं दृष्ट्वा विमनाः पुनः काश्याम् ।
षष्ठ्या साकं पठितुं पुनरपि वृन्दावने यातः ॥३॥
वृन्दावने भागवतं पठन् मुहुः ।
श्रीवल्लभो भक्ततमो बभूवह ॥
संश्रावयन्भागवतीं कथां मुहुः
ख्यातिश्च लेभे महतीं नृपेषु ॥४॥

धनानि संचीय ततः स भक्तः।
सुतांश्च लेभे विमलान् हि सप्त ॥
उदैपुरे मन्दिर भावनायाम्।
पुनश्च ख्यातो हरिभक्तकेषु ॥५॥

તે પછી વલ્લભને તેના માતાપિતા કાશીથી પોતાને દેશ લઇ જઇ પોતાના બંધુઓને બોલાવી વલ્લભની પુનઃસંસ્કારાદિની ઇચ્છા જણાવી ત્યારે બંધુજનોએ વલ્લભના પુનઃ સંસ્કારના સંબંધમાં વિચાર ચલાવતાં બે મતો થયા, તે સ્થિતિથી ત્યાં રહેવું તેમને ઠીક ન લાગ્યાથી સ્વદેશ છોડી તેઓ સ્ત્રી સાથે કાશીએ ભણવા ગયા અને ત્યાંથી પાછા વૃન્દાવન જઇ ખૂબ ભાગવત ભણીને લોકોને ભાગવતની કથા સંભળાવતા ભક્ત બની રાજાઓમાં બહુ ખ્યાતિ પામ્યા, ત્યાંથી ધન કમાઈ અને ઉત્તમ પુત્રો પ્રાપ્ત કરી ઉદેપુરમાં મંદિર બંધાવી હરિભક્તોમાં વધુ પ્રસિદ્ધ થયા અને તેણે તે સાતે છોકરાઓને ૭ મંદિરો બનાવરાવી દઇને તેમને મંદિરાધીશ ધર્માચાર્ય બનાવ્યા. ( અહીં શ્રી ગુંસાંઇજીના ૭ પુત્રોને એમ જોઇએ.)



# શ્રી રામાનુજ અને રામાનન્દ સંપ્રદાયમાં વર્ણાશ્રમને સ્થાન નથી.

તત્વદર્શી વર્ષ ૪ અંક ૧૦, પૃ. ૧૬૫ માં "શ્રી ગુરુ રામાનન્દના મહાગ્રન્થ **सिद्धान्तपटल** મા ૧ મંત્ર છે **ओं एक जानि परसादो पावे। सबको अंश खेंची घट भीतर ल्यावे।** અર્થાત્ બધાયને એક જાણી કરી-વૈષ્ણવ સાધુ માત્રને સમાન સમજી જે પ્રસાદ પ્રાપ્ત કરે તો બધા મહાત્માઓના અંશને તે પ્રસાદ દ્વારા ખેંચી લઈ પોતાની અંદર આવે.

વર્ષ ૪, અંક ૧૧, પૃ. ૧૭૧ માં "શ્રી રામાનંદ સંપ્રદાયના વિરક્ત વિભાગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, ઝાટ વગેરે બધાય રસોઇઆ થાય છે.

શ્રી રામાનંદ સંપ્રદાયના વૈરાગિઓમાં અમુક અમુક જાતિનું ભોજન થાય છે. બધા જોડે બધાનું બનાવેલુ ભોજન કરવા છતાં કોઇ સમાજ કહે કે અમો સનાતની છીયે અને અમારે ત્યાં વર્ણ વ્યવસ્થા પળાય છે તો તે અત્યન્ત અજ્ઞ અને હાસ્યાસ્પદ છે.

પૃ. ૧૭૩ માં "યદિ ક્ષત્રિયાદિના હાથની રસોઇ ખાવી પાપ અથવા દોષ છે તો તેનો ત્યાગ કરવામાંજ મનુષ્યત્વ અને વૈષ્ણવત્વ છે નહી કે તેને છુપાવવામાં, દોષો અને પાપોને છુપાવવાં તેમાં બમણો દોષ અને બમણું પાપ છે. વિરક્ત થઈ, ધર્માધ્યક્ષ થઇ પોતાના કર્ત્તવ્ય-કુકર્તવ્યને છુપાવનાર જરૂર નર-પામર છે.

પૃ. ૧૮૦ "વૈષ્ણવ ધર્મમાં અને મુખ્યતયા વિરક્ત વૈષ્ણવોમાં વર્ણ વિચાર નથી વિરક્ત શ્રી વૈષ્ણવોમાં (શ્રી રામાનન્દીય વિરક્ત વૈષ્ણવોમાં વર્ણ વ્યવસ્થા નથી. કારણ કે ગૃહસ્થ અને વિરક્ત બંને

પ્રકારના વૈષ્ણવો માટે વૈષ્ણવ શાસ્ત્રમાં લખ્યું છે કે "वैष्णवः पंचमो वर्णः," "वैष्णवः पंचमाश्रमः,"

(તત્વદર્શિ વર્ષ ૩, અંક ૪, પૃ. ૫૭-૫૮).

પૃ. ૧૮૧માં "શ્રી રામાનંદ સંપ્રદાયના વિરક્ત સાધુ, બ્રાહ્મણ સાધુ, ક્ષત્રિય સાધુ, વૈશ્ય સાધુ, ભાટ સાધુ, પાટિદાર સાધુ, સંયોગી (વર્ણસંકર) સાધુ, પરસ્પરની રોટી ખાય છે, તો કોણ એવો બુદ્ધિનો શત્રુ છે જે કહી શકશે કે શ્રી રામાનન્દ સંપ્રદાયમાં વિરક્ત વિભાગમાં વર્ણ વ્યવસ્થા મનાય છે ?

### શ્રી રામાનન્દ અને રામાનુજ સંપ્રદાયમાં વર્ણાશ્રમ ધર્મને સ્થાન નથી.

તત્વદર્શિ વર્ષ ૪ થું અંક ૧૨ પૃ. ૨૦૩માં લખ્યું છે કે "શ્રી રામાનન્દ સ્વામીજીના પ્રસિદ્ધ ગ્રંથ શ્રી **वैष्णवमताब्जभास्कर**માંથી અન્ત્યજ વૈષ્ણવના ચરણોદક પાન અને ઉચ્છિષ્ટ ભોજનનું વર્ણન મેં (ભગવદાચાર્યે) કર્યુ છે તે બધાય શ્લોકો **वैष्णव धर्म रत्नाकर**માં પણ લખ્યા છે.

પૃ. ૨૦૯ અને ૧૦ માં લખ્યું છે કે "શ્રી રામાનન્દ સંપ્રદાયના સહયોગી શ્રી રામાનુજ સંપ્રદાયમાં કેટલાક આલવાર=ભક્ત એવા માનવામાં આવ્યા છે કે જેમનો તે સંપ્રદાય ઉપર ઘણો મોટો પ્રભાવ પડ્યો છે. જે વૈષ્ણવ મંદિરોમાં તે આલવારોની સ્થાપના થતી નથી તે મંદિરોના ભગવાનનો પ્રસાદ દાક્ષિણાત્ય શ્રી રામાનુજીય અંગીકાર કરતા નથી, તેથી તેમના પ્રત્યેક મંદિરોમા બધા આલવાર રહેજ છે. કોઇ કોઇ ઠેકાણે બેચાર જ રહે છે પરન્તુ રહે છે જરૂર.

તે આલવારોનાં નામો અને જાતિ આ પ્રમાણે છે:-

| | નામ | જાતિ |
|---|---|---|
| ૬. | तिरुप्पान् आलवार | – चण्डाल अयोनिज |
| ६. | नम्मालवार (शठकोप) | – शूद्र |
| ८. | तिरुमङ्गमन्नन् | – कल्ला=चोर शूद्र, |

